# પ્રસ્તાવના

ફિક્રે માશો યાદેખુદા ઝિક્રે રફ્તેગાં
થોડીસી ઉમ્રમેં ભલા ક્યા ક્યા કોઈ કરે?

## આજ લેખકના બીજાં

# પુસ્તકો

૧ નવો જમાનો અમૃત કે જહેર.
૨ ભુજબળથી ભાગ્ય પરીક્ષા.
૩ રૌનક મહેલની રાજખટપટ.
૪ હીનાર્બેસ.
૫ સમ્રાટ્ જ્યોર્જ.
૬ ભદ્રપુરની ભદ્રશ્યામા.
૭ ધર્માચાર્યનો વિખવાદ.
૮ ભાગીરથીનો ભુલ્ય.
૯ દશ લાખનો દલ્લો.

**છપાય છે.**

૧૦ પ્રવાહનાં પૂર.
૧૧ શરત્ચન્દ્ર.
૧૨ આજકાલનાં નાટકો.
૧૩ પુષ્પરેણુ.
૧૪ દ્વિયેર ડાકુ.

"ગુજરાતી" પત્રની ઑફીસ,
કાળાઘોડા પાસે,
બેક-હાઉસ લેન, કોટ, મુંબઈ.

# સાંકળીયું

# સૂચના

આ પુસ્તકના મુદ્રણનો તેમજ પ્રુફસંશોધનનો ભાર પ્રેસના વ્યવસ્થાપકે પોતાના શિર લીધો હતો. આ પુસ્તકમાં ઘણે સ્થળે દૃષ્ટિએ પડતી જોડણીની જાદુગરી માટે લેખક કેટલે અંશે જવાબદાર છે, તેનો વિચાર સુજ્ઞ વાંચકોએ કરી લેવો.

# દશ લાખનો દલ્લો

એ બનાવ બન્યાને ઘણાં વર્ષો થઇ ગયાં, પરંતુ હું તે હજી વિસારી ગયો નથી. ઈ. સ. ૧૯૧૧ માં દીલ્હી દરબારમાં જવા માટે 'નોર્થન એકસપ્રેસ'માં મુંબઇથી નીકળ્યો. સેકન્ડકલાસમાં મારો બર્થ રીઝર્વ કરાવ્યો હતો. મારી પાસે સામાન ઝાઝો ન હતો. પ્હેરવાનાં સુટ, ટાઈ, કોલર્સ, ટોઇલેટનો સામાન, એક ચામડાની ટ્રંકમાં હતો. સિવાય એક ગ્લેડસ્ટન બેગ, શીતનિવારણ માટે ગરમ ઓઢવાનાં, એક કેમલહેર રગ અને બેડીંગ હતું. મુસાફરીનો સમય વ્યતિત કરવા કેટલાંક અંગ્રેજી માસિકો અને ગેબોરીઓની નવલકથા હતી. સુરત સુધી કમ્પાર્ટમેન્ટ ખાલી હતો. સુરતથી એક ગૃહસ્થે આવી મારા કમ્પાર્ટમેન્ટમાં જગા લીધી અને વડોદરેથી એક જોડું મારા ડબ્બામાં આવી બિરાજ્યું. રતલામ આવ્યું. નાસ્તો કરી હું એકાગ્ર ચિત્તે 'દુશીએ નં. ૧૩' વાંચતો હતો. ઘડીક આમતેમ નજર પણ ફેરવતો હતો. સુરતથી જે ગૃહસ્થ મારા ડબ્બામાં આવી બેઠો હતો, તે મારી તરફ કોઇકવાર ટીકી ટીકીને જોતો હતો. તેનો જોવાનો પ્રકાર કંઇ વિલક્ષણ હતો. કોઈ ઇરાદાપૂર્વક આપણા પર છુપી રીતે નજર રાખતો હોય તેવું તેનું જોવાનું હતું. માણસના મનના ઉંડાણમાં

જવાની શક્તિ તેના દૃષ્ટિપાતમાં જણાતી હતી. અને જાણે દરેક ચીજની બારીક નોંધ લેતો ન હોય, તેવું તેનું જોવું હતું. હું આમ તેની નિરીક્ષા કરતો અને વળી વાંચવામ. પ્રેરાતો હતો. આમ કેટલોક વખત વિત્યા બાદ તેણે મ અંગ્રેજીમાં પુછ્યું:—

"તમને ડીટેકટીવ નવલકથાઓ વાંચવાનો શોખ છે?"

મેં કહ્યું, "હાજી, ખાસ કરીને મુસાફરીના વખતે પ્રકારના વાંચનથી, સમય ક્યાં જાય છે, તે જણાતું નથી.'

આમ વાતચીતનો પ્રસંગ થતાં મારૂં મન સ્વભાવિક રી તેની તરફ આકર્ષાયું. સાધારણ માણસોના કરતાં તે માણસ કંઈક વિલક્ષણ પ્રકારનું આકર્ષણ હતું. બપોરના અમે 'રેસ્ટ કાર'માં ચાહ પીધી. મેં વાત વાતમાં કહ્યું કે: "આપણે ત્ય યૂરોપના જેવા બાહોશ ડીટેકટીવો નથી. આપણે ત્યાં ગુન્હાન શોધને માટે માર કે બળાત્કાર સિવાય બીજો માર્ગ, અહિંના પોલીસ ખાતાના માણસો લેતા હોય એમ જણાતું નથી."

"આપણા ચોરો પણ ત્યાંના જેવા નથી." તે ગૃહસ્થે જવાબ આપ્યો.

"તેથી શું?" મેં પુછ્યું.

"એ કે યૂરોપની રીતે જો અહીં કામ લેવામાં આવે તો ગુન્હા ભાગ્યેજ પકડી શકાય. આથી કરીને હું એમ કહેવા નથી માગતો કે મારફાડ કે બળાત્કાર વગર ગુન્હા પકડી શકાતા નથી. તમે માત્ર પુસ્તકો વાંચી તમારા વિચાર જણાવો છો, જ્યારે મને આ વિષયનો જાતિ અનુભવ છે."

"આપ શું છુપી પોલીસમાં છો ?"

તે ગૃહસ્થે જવાબમાં ડોકું ધુણાવ્યું.

"તમે ગમે તેમ કહો પણ એટલું તો ખરૂં કે આપણે ત્યાં ગુન્હા પકડવાની પધ્ધતિ ઘણી પૂરાણી છે. અક્કલનો ઉપયોગ કરી કે તર્કથી ગુન્હો શોધી કાઢે તેવા માણસો નથી."

"એ કબૂલ, પરંતુ એવા માણસો આપણે ત્યાં નથી એમ નથી મને યૂરોપનો પણ અનુભવ છે. ત્યાંની ગુન્હા પકડવાની રીત શિખવા માટે મને 'સ્કૉટલૅન્ડ યાર્ડ'માં અનુભવ લેવા મોકલવામાં આવ્યો હતો. મેં ફ્રાંન્સમાં કેટલોક સમય ગાળ્યો છે. સ્વીટઝર્લૅન્ડમાં રહી આવ્યો છું, અને અહીંનો પણ અનુભવ છે. તમારા પેલા મશહૂર 'મહંત મર્ડર કેસ'માં એક ડીટેકટીવે ઘણી બાહોશીથી કામ કર્યું હતું. હું દીલ્હીમાં ખાસ દરબારના પ્રસંગે અમુક બંદોબસ્તને માટે જાઉં છું."

"આપનું નામ ?" મેં પૂછ્યું.

"મનંતરાય."

"આપ સર ચાર્લ્સ કલીવલૅન્ડના હાથ નીચે સિમલા ડીપાર્ટમેન્ટમાં કામ કરો છો, નહિ વારૂ ?"

"હા, તમે શી રીતે જાણ્યું ?" તેણે પૂછ્યું.

"તે કહીશ, પરંતુ આપ કોઇ યૂરોપના નામાંકિત ડીટેકટીવના પ્રસંગમાં આવ્યા હતા ખરા ?"

"હા, કેટલાક સ્કૉટલૅન્ડયાર્ડના મશહૂર ડીટેકટીવોના પરિચયમાં આવ્યો છું. ફ્રાંન્સના એકાદ બેના પ્રસંગમાં આવ્યો હતો પણ બધામાં મને રૂશિયાના એક બાહોશ ડીટેકટીવ માઇકલ

ડેનીવીચનું સ્મરણ થાય છે. યૂરોપમાં હું તેને મળ્યો હતો અને જ્યારે તે સિલોન આવ્યો હતો ત્યારે પણ મળ્યો હતો. ઝારના પ્રાણ લેવા જે કાવત્રાં રચવામાં આવ્યાં હતાં, તેના ગુન્હેગારોને બાહોશીથી તેણે પકડી પાડ્યા હતા. તે સિવાય તેણે ઘણા ગુન્હા ચાલાકીથી અને બુધ્ધિબળથી પકડ્યા હતા. તેનું નામ આખા યૂરોપમાં મશહૂર છે. દીલ્હીમાં તમે તમારો ઉતારો મારી સાથે રાખજો. હું તેનાં પરાક્રમો તમને સંભળાવીશ."

મેં મારો ઉતારો મનંતરાયની સાથે રાખ્યો. દરરોજ તેઓ કામથી પરવારે અને હું જ્યારે રાતે ફરીને આવું ત્યારે તેઓ મને ડેનીવીચનાં પરાક્રમો સંભળાવતા હતા.

## ( ૧ )

એક સમયે ઉન્હાળાના દિવસોમાં રૂશિયાના તિજોરી ખાતાના ચાર મોટા ઓધ્ધેદારો સરકારી તિજોરીનો અવેજ મૉસ્કોથી સેંટ-પીટર્સબર્ગ લઇ જવા માટે નીકળ્યા. તેઓની સાથે જે ખજાનો હતો તેમાંનો કેટલોક ભાગ રોકડ નાણાંનો હતો અને બાકી મોટા ભાગની નોટો હતી. આ અવેજ સેંટપીટર્સબર્ગ લઇ જવાનો હતો અને આ કામને માટે જે અધિકારીઓને પસંદ કરવામાં આવ્યા હતા, તે સર્વ વિશ્વાસપાત્ર હતા. ઘણા વર્ષોથી તેઓ રાજસેવા કરતા હતા અને જે ખાતામાં તેઓ કામ કરતા હતા, તેના મોટા ઓધ્ધેદારનો તેમનાપર પૂરતો ઇતબાર હતો. જે માણસોના શીરપર આ કામનો બોજો હતો, તેમાં જે વરિષ્ટ હતો, તે ૭૦ વર્ષની ઉમરનો

હતો. તે ચાલીશ વર્ષથી સરકારી નોકરીમાં કામ કરતો હતો. એનું નામ પોપોફ હતું. એનાથી ઉતરતો હતો તેનું નામ ઈવાન બેસીલોવીચ હતું, જે ત્રીશ વર્ષ થયાં તિજોરી ખાતામાં કામ કરતો હતો. ત્રીજો અમલદાર જેનું નામ સ્ટ્રોગોનોફ હતું અને તેની ૨૮ વર્ષની લાંબી કારકીર્દિ હતી. આ ત્રણ સિવાય એક યુવાન અધિકારી હતો, જે પંદર વર્ષથી તારીફ લાયક કામ કરતો હતો. આ અમલદારનું નામ ખીયાઝગા હતું. આ ચાર અમલદારો ઉપરાંત એક પોલીસની ટુકડી હતી જે ખાસ પહેરો રાખતી હતી. આ સર્વ જણ ઑર્ડીનરી ટ્રેનમાં જવા નીકળ્યા હતા, પરંતુ ટ્રેનમાં એક સ્પેશિયલ ડબ્બો જોડવામાં આવ્યો હતો. આ ડબ્બાને છેડે બન્ને બાજુએ દરવાજા હતા. તે ખાસ બનાવટના તાળાથી બંધ કરવામાં આવ્યા હતા. રોકડ નાણુંાને ઓકની મજબૂત પેટીમાં મૂકવામાં આવ્યું હતું અને તેનાપર લોઢાની પટીઓ જડવામાં આવી હતી. નોટોના બંડલને ચોખંડી નાની પેટીમાં બંધ કરી ઉપર કેન્વાસ સિવી લીધું હતું. તેના પર દોરી બાંધવામાં આવી હતી. આ દોરી ખાસ સરકારી ખાતા માટે બનાવવામાં આવતી હતી અને એ દોરી બાંધ્યા પછી દરેક પેકેજ પર સરકારી સીલ મારવામાં આવી હતી. આ સીલ તોડવી એ ભયંકર ગુન્હો હતો અને તે ગેરકાયદેસર તોડનારને દેશનિકાલની સજા કરવામાં આવતી હતી.

ટ્રેન સેંટપીટર્સબર્ગ પહોંચી. ટ્રેનમાંથી નીચે ઉતરતાં દરેક પેકેજ ફરીથી ગણી જોવામાં આવ્યું અને દાગીના બરાબર માલમ પડયા એટલે તેને ફરીથી ગણી, તપાસી, મેલ ગાડીમાં મૂકવામાં આવ્યા.

અધિકારીઓ તે ગાડીને સિપાઇના પહેરા નીચે તિજોરી ખાતાની ઓફીસમાં લઇ ગયા. અહીં નાણાં ખાતાના પ્રધાનની સમક્ષ ત્રિજોરી ખાતાના અધિકારીને તે દાગીના સોંપવામાં આવ્યા. તેણે પેટીઓ અને પેકેજો તપાસી ગણી જોયાં. સીલ તુટી નથી તેની ખાત્રી કરી પહોંચ લખી આપી. બાદમાં સિપાઇઓ અને અમલદારો પોતપોતાને ઘેર ચાલી ગયા.

આ બનાવ બન્યાને બીજેજ દિવસે ડેનીવીચને પોલીસ ખાતાના મુખ્ય અમલદાર તરફથી તાર મળ્યો કેઃ—

**"આ તાર દેખતાં એક મીનીટ ગુમાવ્યા વગર આવીને મળી જાઓ."**

તાર મળતાંની વાર ડેનીવીચ પોલીસ ઑફિસમાં હાજર થયો. ત્યાં જતાંજ તેને જણાયું કે પોલીસના અધિકારીની મુંઝવણ પાર વિનાની હતી. તેના ગંભીર અને ગભરાયલા ચ્હેરાપરથી ડેનીવીચ તાડી શકયો કે કંઈ અસાધારણ બનાવ બન્યો હોવો જોઇએ. તે અમલદારે કહ્યું:

"મૉસ્કોથી સેંટપીટર્સબર્ગ જે ખજાનો રવાના કરવામાં આવ્યો હતો, તે ત્યાં સહિસલામત પહોંચ્યો. પહોંચ્યાની રીસીટ આપી દીધી. બાદ બીજે દિવસે નાણાં ખાતાના પ્રધાને અને મદદનીશ પ્રધાને પોતાના ખાતાના માણસો સમક્ષ જ્યારે પેટીઓ ખોલી ત્યારે બે પેટીઓમાં નોટોને બદલે ખાલી કાગળીયાં મળ્યાં. આ બે પેટીઓ પર સીલ અકબંધ હતી. તેનાપર દોરી પણ સરકારી ખાતામાં વપરાય છે તેવી હતી, છતાં એ બે પેટીઆંથી દશ લાખની નોટો કોઈ ગુલ કરી ગયું છે. ચોરી

એવી રીતે કરવામાં આવી છે કે કોઇ સાધારણ માણસનું આ કામ નથી. વળી એકાદ માણસથી આ બની શકે તેમ નથી. ડેનીવીચ, તમે ઘણી ચોરી પકડી છે; પરંતુ આ ચોરી પકડવી સ્હેલ નથી."

"એમ શા પરથી તમે ધારો છો ?" ડેનીવીચે પૂછ્યું.

"હું ધારૂં છું કે જેણે આ કામ કર્યું હોય, તેણે અતિશય હોંશિયારીથી કામ કર્યું છે. પકડાવાની એક પણ બારી રાખી નથી. વારૂ, તમારાથી થાય તે પ્રયત્ન કરો."

આટલી વાતચીત પછી ડેનીવીચ નાણાં ખાતાના પ્રધાનને મળ્યો. ત્યાં જઈ તેણે પેટી, સીલ, બધું તપાસી જોયું. મૉસ્કોથી ખજાનો બરાબર તપાસીને રવાના કરવામાં આવ્યો હતો, તે બાબત પ્રધાને મૉસ્કોથી આવેલો તાર બતાવ્યો. મૉસ્કોમાં ચીફ કેશિયરે છ માણસોની સમક્ષ દરેક બંડલ તપાસી, ગણી નંબરની નોંધ કરી સીલ મારી હતી. ત્યાં કોઈ પણ જાતનો ઘોટાળો થવાનો સંભવ ન હતો. આથી ટ્રેનમાં કોઈ પણ જાતનો ઘોટાળો થયો હોવો જોઇએ એમ તેનું માનવું થયું; પણ તેણે આ વિચાર બીજાને જણાવ્યો નહિ. સેંટપીટર્સબર્ગમાં તેને જે તપાસ કરવાની હતી, તે કરી, ડેનીવીચ મૉસ્કો ગયો. ત્યાં જઇ તપાસ કરી તો તિજોરી ઑફિસમાંથી સ્ટેશન સુધી ખજાનો પહોંચ્યો અને રેલ્વેના ડબ્બામાં મુકાયો ત્યાં સુધી તો કંઇ ચોરી થવાનો સંભવ ન હતો. બંડલ ગણાયાં, સીલ થઇ, બંધ ગાડીમાં મુકવામાં આવ્યાં, બાર ઘોડેસ્વારની ટુકડીના પહેરા સાથે સ્ટેશનપર રવાના થયાં અને અમલદારોની આંખ હેઠળ ટ્રેનમાં

ખાસ ડબ્બામાં મુકવામાં આવ્યાં. ડેનીવીચે ખજાનો લઈ જનાર અમલદારો વિષે તપાસ કરી તો માલમ પડયું કે અમલદારોમાં ભાગ્યેજ કોઈ ઘોટાળો કરે તેવા હતા. પોપોફ ભારે ઓધ્ધાપર હતો એટલુંજ નહિ પણ તેને સારો પગાર મળતો હતો. છૈયાં છોકરાંવાળો માણસ હતો અને ગામમાં આબરૂ સારી હતી. તે કંઇ આવો ઘોટાળો કરે તે બનવા જોગ ન હતું. બાસીલોવીચ અને સ્ટ્રોગોનોફ પણ સારી કમાણીવાળા માણસો હતા. પગારમાંથી બચત રહેતી હતી. કુટુમ્બ કબીલાવાળા માણસો હતા એટલે તેમના પર પણ શક લાવવો નકામો હતો. બાકી રહ્યો બીઆઝગા તે કુંવારો હતો, પણ તેના માબાપ જીવતાં હતાં અને તે સારી ચાલનો કહેવાતો હતો. તેને કંઈ વ્યસન જણાતું ન હતું. તેને એક પરણવા જેવડી ઉમરની બ્હેન હતી. કુટુમ્બનો આધાર બીઆઝગાની આવક પર હતો અને તેની આવક કુટુમ્બ પોષણને માટે પૂરતી હતી. તેની બ્હેનનું નામ ઓલ્ગા હતું. તેને નાનપણમાં કરોડમાં ઇજા થઇ હતી. તેથી તે શરીરે નબળી રહેતી હતી અને કામકાજને માટે અશકત હતી, એટલે તેને પરણવાની સંભાવના નહિ જેવી હતી.

ચોરીનો પત્તો કેમ મેળવવો, એ ઘણું મુશ્કેલ કામ હતું. સરકારી ખાતાંએ ડેનીવીચને બોલાવી પૂછયું કે, 'ચોરી પકડી આપનાર માટે જાહેર ઇનામ કાઢીએ તો કેમ?' ડેનીવીચને આ વિચાર પસંદ પડયો નહિ અને તેનાં કારણો તેણે જણાવી દીધાં તથા પોતે તપાસ શરૂ કરી. આ ચોરીની બાબતમાં એક મુદ્દાની વાત હતી અને તે એ હતી કે ચોરી કરનારને જે

પેટીમાં નોટો મૂકવાની હતી, તેના કદની ખબર હતી, એટલુંજ નહિ, પણ જે દોરી કેવળ સરકારી ખાતામાં વાપરવામાં આવતી હતી અને જે સરકારી ખાતાના માણુસો સિવાય બીજાને મળવી મુશ્કેલ હતી, તે ચોરોના હાથમાં આવી હતી. એ શી રીતે બન્યું ? કોઇ પણ માણુસ ફૂટયો હોવો જોઇએ. આમ એક મહિનો જોત જોતામાં પસાર થઇ ગયો. કોઇ પણ માણુસની ધરપકડ થઈ નહિ. પોલીસનો ઉપરી વિચારમાં પડયો કે ડેની-વીચ શું કરવા માંગે છે. તેણે તેને બોલાવીને પૂછયું કે, “કંઇ ચોરીના પત્તાની સુગ લાગી છે ખરી ?” ડેનીવીચે કહ્યું કે “ના.”

“ત્યારે શું કરવા વિચાર છે ?”

“કંઇજ નહિ.”

“કંઇજ નહિ એટલે ?”

“ચોરી પકડાશે એમાં શક નથી !” ડેનીવીચે કહ્યું.

“પણ હજી સુધી પૈસાનો પત્તો નથી, કોઈ શકમંદ માણુસ પકડાયો નથી, છતાં, કહો છો કે ચોરી પકડાશે !”

“હાજી, હું એમ ધારૂં છું.”

“ધારવાનું કારણુ ?”

“કારણુ યોગ્ય વખતે જણાવીશ.” એટલું કહી ડેનીવીચ ત્યાંથી ચાલી નીકળ્યો. તેણે ખજાનો લઇ જનાર માણુસો પર ખાનગી તપાસ રાખી હતી, અને તેમની હીલચાલ પર નજર રાખતો હતો.

આ વાતચીત થયા બાદ એક દિવસે એક વૃધ્ધ સ્ત્રી સેંટપીટર્સબર્ગથી મૅારકો જતી ગાડીમાં બેઠી. તેણે મૅારકોની

ટીકીટ લીધી નહિ, પરંતુ એ બે સ્ટેશન વચ્ચે આવેલા વીસ્ની બોલ્ટશોકની ટીકીટ લીધી. દેખાવે તે ખેડુતની સ્ત્રી જેવી હતી. શરીરે ભારે હતી. મેલાં કપડાં, અને માથે ઉનની ટોપી હતી. તે ફેરીનો ધંધો કરતી હોય તેમ જણાતી હતી, કારણ કે તેની પાસે ટોપલી હતી અને તેમાં ઉનનાં ઝભલાં, બુટ અને સ્લીપરો હતાં. તે સ્ટેશનપર ઉતરી અને ગામમાં જવા લાગી. સિમાડાના ખેતરમાં એક મકાન હતું ત્યાં જઇ તે નોકરો સાથે વાતચીતમાં ભળી. આ ઘર ઇવાન ગોલોવનીન નામના મોટા ખેડુતનું હતું. જ્યારે તે ઘર આગળ આવી પહોંચી ત્યારે લગભગ રાત પડવા આવી હતી. તે બુઢ્ઢી સ્ત્રી ત્યાં આવી કહેવા લાગી કેઃ–

"બાપુ, હું અહીં ફેરી કરવા આવી હતી, પણ રાત પડી ગઈ. મને રસ્તામાં એકાદ બે ઉલ્ટીઓ થઇ અને મારી તબિયત ગભરાઈ ગઇ છે. મને અહીં આજની રાત પડી રહેવા દેશો તો તમારો પાડ માનીશ."

રૂશિયામાં આવા ઉતારો આવવા સામે વાંધો નથી. નોકરોએ તેને પડી રહેવા દીધી. બીજે દહાડે તેની તબિયત સુધરેલી જણાઇ નહિ. અને એમ કરતાં તે ત્યાં ત્રણ દિવસ પડી રહી. ત્રીજે દિવસે જ્યારે બજારમાં ગઇ ત્યારે જતાં જતાં ઘરના ત્રણ નોકરોને એક એક જોડી બુટનું ઇનામમાં આપ્યું. બાદ બજારમાં જઇ સામાન વેચ્યો.

આ બીના બન્યાને બે દિવસ થયા બાદ ફરીથી ડેનીવીચને પોલીસના અમલદારે તેડાવ્યો અને ડેનીવીચને જણાવી દીધું કેઃ–" જો ચોવિશ કલાકમાં આ કેસની બાબતમાં કંઇ પત્તો

કે સુગ નહિ મળે તો આ કેસ બીજાના હાથમાં સોંપીશ."

ડેનીવીચની નામના ભારે હતી. ખુદ ઝાર સૂધ્ધાં તેને ઓળખતા હતા, એટલું નહિ, પણ તેની ખ્યાતિ અને કામથી વાકેફ હતા, એટલે તેણે ઠંડે પેટે જણાવી દીધું કે "જો ચોવીશ કલાકમાં કંઇ જાણવા જેવું હશે તો જણાવીશ બાકી જો તમારે બીજાના હાથમાં કેસ મુકવો હોય તો મને વાંધો નથી. તમને યોગ્ય લાગે તો તેમ કરજો. પણ એટલું હું કહેવાની રજા લઉં છું કે ભલે આપને મારી યોગ્યતા ઓછી લાગતી હોય, પરંતુ દરબારમાં ઘણા માણસોને તેમ લાગતું નથી, પણ તેઓ આપની ઉલ્ટો અભિપ્રાય ધરાવે છે."

ડેનીવીચના જવાબથી નાખુશ થઇ પોલીસનો અધિકારી નાણા ખાતાના પ્રધાનને મળ્યો અને ડેનીવીચના હાથમાંથી કેસ લઈ બીજા માણસને તે સોંપવા કહ્યું. વધારામાં તેણે જણાવ્યું કે હજી સુધી નાણાંનો પતો લાગતો નથી. વખત જાય છે, અને કદાચ પૈસા લઇ ચોર રૂશિયા છોડી ચાલી જશે, માટે મારો વિચાર આ કેસ બીજાને સોંપવાનો છે."

"પણ તેમ કરવાથી ફાયદો શો ?" પ્રધાને પૂછ્યું.

પોલીસના અમલદારે ટુંકમાં કારણો રજૂ કર્યાં, જે નાણાં ખાતાના પ્રધાનને બંધબેસ્તાં જણાયાં નહિ. તેથી તેણે થોડો સમય હજી શું થાય છે તે જોવા કહ્યું. પોલીસનો અમલદાર આ સાંભળી ઉઠવા લાગ્યો. જતાં જતાં નાણાંખાતાના પ્રધાને કહ્યું:

"અરે આવતા ગુરૂવારે વીશનીમાં એક લગ્ન થનાર છે. અમારા નાણાંખાતામાંના એક મદદનીશની બ્હેનનાં લગ્ન થનાર

છે. પરણનાર માણસ તે ગામનો એક મોટો જમીનદાર છે. તેનું નામ પીટર ગોલોવનીન છે. મને ડેનીવીચે આ બીનાની ખબર આપી હતી; મને કંઇ એ વાતની ખબર નહતી. આશ્ચર્યની વાત એ છે કે મારા મદદનીશે મને આમંત્રણ પણ આપ્યું નથી. એ જાણી ડેનીવીચને આશ્ચર્ય લાગ્યું. મને એની અજાયબીમાં કંઈ હેતુ જણાય છે. તમને લાગે છે કે તેમાં કંઈ હશે ?"

તે પોલીસના અમલદારે જવાબ આપ્યો નહિ પણ પૂછ્યું,

"શું, આપ નામદાર ત્યાં જવા ઈચ્છો છો ?"

"હા, મારો તે પ્રસંગે હાજર રહેવા વિચાર છે. કારણ કે ત્યાં શું થશે તે જોવાની મને આકાંક્ષા થાય છે." પોલીસનો મુખ્ય અધિકારી ત્યાંથી રજા લઇ ચાલી નીકળ્યો. જતાં જતાં રસ્તામાં તેણે મનમાં વિચાર કર્યો કે ગમે તેમ હો પણ ડેનીવીચના કહેવામાં કંઇ હેતુ હોવો જોઇએ. તેના જેવો ચાલાક માણસ કંઇ હેતુ વગર એવી ટીકા કરે નહિ. એથી એણે પણ લગ્ન વખતે હાજર રહેવા નિશ્ચય કર્યો.

લગ્ન ધામધુમનાં હતાં. વર યુવાન વયનો હતો. દેખાવડો હતો. તેના શરીરનો બાંધો કસાયલો જણાતો હતો; પરંતુ તેની આંખો નિસ્તેજ હતી અને તેણે ઘણી વિલાસિતામાં જીંદગી ગુજારી હોય તેવો ભાસ થતો હતો. વરના કરતાં કન્યા ઉમરે બે વર્ષ ન્હાની હતી. તેનો ચ્હેરો ગોળ હતો. તેની આંખો પાણીદાર હતી. દંતપંકિત મુકતા સમાન હતી. માથા પર કાળા કેશના રેશમી લચ્છા ઝુલતા હતા; પરંતુ ચ્હેરા પર સ્હેજ વિષાદની છાયા ભાસતી હતી. તેની કરોડમાં દર્દ હતું તેથી જરા

વાંકી વળેલી ખુંધિયણ જેવી જણાતી હતી. તેનું નામ ઓલ્ગા હતું અને નાણાખાતામાં જે કલાર્ક હતો, તેની એકની એક બ્હેન હતી. નાણાખાતાનો પ્રધાન પણ એ લગ્નના મેળાવડામાં હાજર થયો હતો. નાચરંગ અને ધામધુમ ચાલુ હતી, એટલામાં શ્રીઆઝગાએ પોતાના ઉપરીને જોયો. જોતાંની વાર જરા ચોંકયો અને સ્હેજ ગભરાયો, પણ મ્હોં પર આનંદનો દેખાવ ધારણ કરી તે તેની પાસે ગયો અને બોલ્યોઃ—

"આપ જેવાએ પધારી અમારી રાંકની ઝુંપડી પાવન કરી, એ ઓછા આનંદની વાત નથી. મ્હેં ધાર્યું ન હતું કે આપ નામદાર આપનાં પનોતાં પગલાંથી અમને પાવન કરશો."

"તમે તો મને આમંત્રણ મોકલ્યું નહિ," નાણાખાતાના પ્રધાને કહ્યું, "પણ મારે તો આવવું જોઇએ ને? મારા ખાતામાં મારા હાથ નીચેના માણસને ત્યાં લગ્ન હોય અને હું જઉં નહિ તો ખોટું કહેવાય!"

શ્રીઆઝગાનો ચ્હેરો જરા લેવાઇ ગયો. કારણ કે પ્રધાને આમંત્રણ ન મોકલવા બદલ ઇશારો કર્યો હતો. પણ જરા ઠાવકું મ્હોં રાખી તેણે કહ્યુંઃ "જ્યારે આપ નામદારે અહીં પધારવાનો શ્રમ લીધો છે, તો હું આશા રાખું છું કે આપ સ્હાંજે ભોજન લીધા વગર જશો નહિ. મેં આપને નિમંત્રણ કર્યું હોત પણ અમે જરા ગરીબ પડયા એટલે આપ આવો કે ન આવો અને બીજું અમારો વિચાર કોઈ પણ જાતની ધામધુમ વગર લગ્ન કરી નાખવાનો હતો. આથી કરીને ઘણાં માણસોને આમંત્રણ અપાયાં નથી."

"સ્હાંજ સુધી રહેવાને અસમર્થ છું" એમ પ્રધાને જણાવ્યું. પણ બાદમાં જ્યારે તે બ્રીઆઝગાથી છૂટો પડયો અને જ્યારે તેણે દેવળમાંથી જવા માંડયું, ત્યારે ડેનીવીચ તેની પાસે આવ્યો અને બોલ્યો,

"મેં આપને બ્રીઆઝગા સાથે વાત કરતા જોયા!"

"હેં! તમે કયાં હતા? મેં તો તમને કોઈ ઠેકાણે જોયા નહિ!"

"કદાચ નહિ જોયા હોય, એ બનવા જોગ છે. હું કંઇ બહુ છેટે ન હતો. પણ આપને બ્રીઆઝગાએ ભોજન લઇને જવા માટે આગ્રહ કર્યો નહિ વારૂ?"

"તમે તે શી રીતે જાણ્યું?" પ્રધાને આશ્ચર્યચકિત સ્હેરે પૂછ્યું.

"હું માત્ર અનુમાન કરૂં છું."

"ત્યારે તમારામાં યોગીના જેવી શકિત હોવી જોઇએ."

"નહિ, માન્યવર! તેવું કંઇજ નથી. એક તમારા હાથ નીચેનો માણસ પોતાને ઘેર લગ્ન હોય અને આપને આમંત્રણ મોકલે નહિ, એટલુંજ નહિ પણ અહીં આપ પધારો ત્યારે જમવાને માટે પણ કહે નહિ તો, તે અક્ષંતવ્ય અવિવેક ગણાય. પણ આ તો માત્ર તેણે કહેવું જોઇએ માટે કહ્યું બાકી ખરી વાત તો એમ છે કે આપ અહીં ભોજનના સમય સુધી ન રહો એ મને ઠીક લાગતું નથી."

"હું ભોજન સમયે હાજર રહેવા માગતો નથી" પ્રધાને ઉત્તર આપ્યો.

"પણ હું આપને હાજર રહેવા વિનંતિ કરું છું, કારણ કે, તે સમયે એક નાટક ભજવવાનો છે, જેમાં આપને પણ કંઇ પાર્ટ ભજવવો પડશે."

પ્રધાન ડેનીવીચના સામું જોઈ રહ્યો. જાણે તેના અંતરમાં ડૂબકી મારી તેના વિચાર જાણવા ઇચ્છતો હોય તેમ એકીટશે તેના સામું જોઇ તેણે પૂછ્યું,

"તો તમે શું એમ ધારો છો કે બીઆઝગાએ તે નોટો ચોરી છે?"

"આપ નામદારને હું એમ જણાવવાની રજા લઉં છું કે અત્યારે એવો સવાલ પૂછવો, એ અને તેનો જવાબ આપવો એ ડહાપણનું કામ નથી. માટે આપ મને ક્ષમા કરશો"

"વારુ, પણ તમે ત્યાં હાજર હશો ને?"

"એનો પણ પ્રત્યુત્તર આપવાની હું વિનયપૂર્વક ના પાડું છું."

"અચ્છું, તો મને ભોજન સમયે હાજર રાખવામાં આપનો કંઈ હેતુ છે?"

"હા."

"વારુ, તો હું હાજર રહીશ."

પ્રધાને એક માણસ સાથે બીઆઝગાને સંદેશો મોકલ્યો કે તે ભોજન સમયે હાજર રહેશે ડેનીવીચ ત્યાંથી ચાલ્યો ગયો. તે બહુ આઘે નહિ ગયો હોય એટલામાં તેને પોલીસનો વડો અધિકારી મળ્યો. તેણે મરડાટમાં કહ્યું:

"આજ બીજબાની વખતે કંઇ નવાજૂની થવાની છે,

એમ મેં સાંભળ્યું છે. એ ખરી વાત કે ?"

"તમને કોણે કહ્યું ?" જરા ચીઢાયો હોય તેવા દેખાવે ડેનીવીચે પુછ્યું.

"કોઇનું નામ આપવાની અગત્ય નથી, પણ મારા સાંભળવામાં આવ્યું હતું કે નાણાખાતાના પ્રધાન અહીં પધારવાના હતા, તમે પણ હાજરી આપવાના હતા. તમારા બન્નેની હાજરી અર્થસૂચક હતી અને તેથી હું પણ આવ્યો. આ મીજલસમાંના કોઇ માણસના પર તો વ્હેમ નથી ને ?"

"છે." ડેનીવીચે જવાબ વાળ્યો.

"કોણ ?"

"માફ કરો. હું નામ દઇ શકતો નથી."

"શા માટે ?"

"કારણ કે મારી પાસે જોઇતો પુરાવો નથી."

"ત્યારે તમે પુરાવાની શોધમાં અહીં આવ્યા છો ?"

"હા, જી."

"તમે ધારો છો કે તે તમને અહીં મળી આવશે ?"

"હું તેમ ધારૂં છું ખરો."

"ક્યારે મળશે અને ક્યાં મળશે ?"

"તે કહી શકતો નથી. કારણ કે તે ખાત્રીપુર્વક કહેવું, એ બનવા જોગ નથી; છતાં થોડા કલાકમાં સહુ જણાશે."

વધારે વાત કરવી નકામી છે, એમ ધારી પોલીસનો અમલદાર ડેનીવીચથી છુટો પડયો અને પ્રીઆઝગાના ઘર તરફ વળ્યો. ડેનીવીચ પણ ચાલ્યો ગયો. શહેરના જે લત્તામાં પરદેશી

અંગ્રેજો રહેતા હતા તે લત્તામાં ખીઆઝગાનું ઘર હતું, અને તે ઘર પહેલાં એક અંગ્રેજનું મકાન હતું. અહીં ખીઆ-ઝગા, તેની બેન અને તેના માબાપ આનંદમાં રહેતા હતા. તેના માબાપ વૃધ્ધ હતા અને તેમને નાની સરખી સ્વતંત્ર આવક હતી.

જેમ આપણે ત્યાં લગ્ન પ્રસંગે ઢોલ વગાડનાર, બ્રાહ્મણો, ગોર વિગેરે આવે છે, તેમ રૂશિયામાં ઘણી વખત લગ્ન વખતે ગામે ગામ ફરી જોષ જોઇ પોતાનું ગુજરાન ચલાવનાર જીપ્સી આવે છે. આ લોકોનાં બૈરાં રમવાના પાનાપરથી અથવા બીજી રીતે હાથ જોઈ ભવિષ્ય ભાખે છે અને લગ્ન પ્રસંગે બે પૈસા પેદા કરે છે. રૂશિયાના લોકો અને ખાસ કરીને ખેડુત વર્ગ ઘણો શ્રધ્ધાળુ હોય છે, અને આવા લોકોને ઉત્તેજન આપે છે. જીપ્સીઓને ભવિષ્ય જોવામાં બે પૈસાની પ્રાપ્તિ થાય છે ને તે ઉપરાંત ખાવા પીવાનું પણ મળે છે. તેઓ જોષ જુએ છે એટલુંજ નહિ, પરંતુ ભાટની માફક રમુજી કિસ્સા કહાણી સંભળાવી લગ્ન વખતે હાજર રહેલી મંડળીનું મનરંજન કરે છે. ખીઆઝગાને ઘેર એક બુઢી જીપ્સી બાઇ આવી. નોકરોમાંના કેટલાકનું તેણે ભવિષ્ય ભાખ્યું, આથી તેમણે ખુશી થઈ લગ્ન પ્રસંગે હાજર થયલી મંડળીમાં મોકલી આપી. વરરાજા ઘણા ખુશ મીજાજમાં હતા; કારણ કે લગ્ન પ્રસંગે જે છાંટો પાણી લેવાય તે તેમના પેટમાં સારી રીતે ગયો હતો. તેણે તે બાઇને જોતાંની વાર તેની પાસે બોલાવી પોતાનું ભવિષ્ય જાણવા ઇચ્છા જણાવી. તે બાઇ તાકીને તેના સામું જોઇ રહી. પછી તેનો

હાથ જોયો અને અંતે તેની આંખો સામું જોઈ તે બોલી:

"હું તમારૂં ભવિષ્ય કહી શકતી નથી."

આ શબ્દો નીકળતાંની વાર ચોતરફથી અવાજ ઉઠયો કે, "શા માટે નહિ? શા માટે નહિ?"

"ભાઇઓ! મહેરબાનો! તમે હસતા નહિ. હું તમારામાંના કોઈનું પણ ભવિષ્ય ઘણી સારી રીતે કહી શકું છું અને તે પણ તમો ધારો તેના કરતાં ઘણી સારી રીતે."

"ત્યારે શા માટે આ વરરાજાનું ભવિષ્ય કહી શકતી નથી? તે પોતાનું ભવિષ્ય જાણવાને બહુ આતુર છે, તો તેનું ભવિષ્ય તું કેમ કહેતી નથી?"

"વારૂ, ત્યારે એક ગંજીફાની જોડી લાવો. હું તરતજ તેનું ભવિષ્ય કહીશ."

તરતજ પાનાની જોડી હાજર કરવામાં આવી. તે બાઇએ પાનાને અમુક હારમાં ગોઠવ્યાં. પછી વળી પાછાં ચીપી નાંખ્યાં અને કુંડાળાકારમાં ગોઠવ્યાં. પછી ચોરસ આકારમાં ગોઠવ્યાં. પછી પાછાં પાનાં ભેળવી નાંખ્યાં, અને વરને ચાર વખત તે પાનાં કાપવા જણાવ્યું અને કન્યાને ત્રણ વખત, ત્રણ થોકડી કાપવા કહ્યું. પછી તે પાનાની ચાર હારથી એકમ, દુકમ, એકમ દુકમ બોલતી વિચારમાં ગર્ક થઇ ગઇ હોય તેમ બેઠી.

"કેમ બાઇ, આટલી બધી વાર લાગે છે? કેમ કંઇ જણાય છે કે નહિ? મને તો લાગે છે કે તું ઢોંગી છે."

"બાપુ! જરા ધીરજ ધર, ઉતાવળે આંબા પાકતા નથી."

"પણ કેટલી ધીરજ ધરૂં? આખી રાત અહીં બધાને

ખોટી કરવા માગે છે કે શું ?"

"જરા ધીરજ પકડ. હું ઘણી માથાફોડ કરૂં છું પણ ધાર્યો શુકન આવતો નથી."

"તને સમજણજ પડતી નથી" ટોળામાંથી કોઈ બોલી ઉઠયું. કારણ કે તે બાઇની આસપાસ લોકોનું મોટું ટોળું જામ્યું હતું.

"કદાચ એમ હોય, પણ જરા સબુર પકડો; હા, આવે છે. અરે, પણ આ શું ? અરે આ તો ઘણું અજાયબીભર્યું લાગે છે !"

આના આવા પ્રકારના બોલવાથી જીજ્ઞાસા વધારે સતેજ બની. શું થાય છે તે જોતી ભવિષ્ય ભાખનારી માત્ર પાના પર ધ્યાન-પૂર્વક જોઇ રહી હતી. તેની આવા પ્રકારની ચેષ્ટાથી બીઆઝગા ચીઢાઇ બોલ્યો:

"મને લાગે છે કે આ નકામું ધાંધલ બંધ કરવું એજ ઠીક છે. હું નથી ધારતો કે આ બાઇને ભવિષ્ય જોતાં આવડતું હોય. તે આપણો નકામો વખત ગુમાવે છે અને આપણો આ કિંમતી વખત આનંદ મેળવવામાં ગુજારવાને બદલે નકામો ગુમાવવો એ ઠીક નથી. આ માંગલિક પ્રસંગે આનંદ મેળવવાનાં અહીં ઘણાં સાધનો છે. એને જવા દો."

આ શબ્દો તેના મ્હોંમાંથી નીકળતાંનીવાર તે વૃધ્ધ બાઇ ગુસ્સામાં બોલી ઉઠી.

"હું કંઈ આજ નવાઇની અહીં આવી નથી. અને અમારા લોકોની સાથે આવી તોછડાઇથી કોઇ વર્તતું હોય એમ જાણ્યું

નથી. ઘણાઓના હાથ જોયા છે અને જીંદગીમાં શું બનવાનું છે તે ઘણાઓને કહી આપ્યું છે. વરની જીંદગીના ભવિષ્યના બનાવો હું મારી આંખ આગળ જોઇ શકું છું; અને હું ધારૂં છું કે વરરાજા તે જાણવાને જરૂર ઉત્સુક છે. કહો તો હું મારૂં કામ આગળ ચલાવું."

વરરાજા પોતેજ બોલી ઉઠયો:

"હા, હું જાણવા ઇચ્છું છું. બોલ, તું શું જાણે છે?" દારૂના નિશાના તોરમાં તેણે ઉપરના શબ્દો કહ્યા.

બીઆઝગાને આ બધી ધાંધલ પસંદ ન હતી પણ ત્યાં ટોળે મળેલા સર્વ જનોએ તેને શુકન જોવા કહ્યું. તે બાઇએ પાનાને પાંચ હારમાં ગોઠવ્યાં અને બોલી:

"આહા!" અને જાણે કમ્પારી આવતી હોય તેવો દેખાવ કરી ઉમેર્યું, "અહીં કંઇ અંતરાય ઓછો થતો નથી. પાંચ હજાર રૂબલની નોટો જો અહીં રાખવામાં આવે તો એ મેલો અંતરાય દૂર થઇ જાય."

આવા પ્રસંગે નાની રકમો માંગવામાં આવતી હતી અને લોકો મેલી દષ્ટિ દૂર કરવા તે રકમ મૂકતા હતા; પણ આવી મોટી રકમ કોઇ માગતું સંભળાયું ન હતું. આથી તે ભવિષ્ય જોનારની માગણીએ ઘણાને અજાયબીમાં નાંખ્યા. બીઆઝગા તો આ સાંભળી હાંફળો ફાંફળોજ થઇ ગયો. પોતાના બનેવીને આ ઘોંઘાટમાંથી, અને લોકોની ભીડમાંથી ખેંચી લઈ જવા તત્પર થયો, પણ તે તેની પાસે જઈ પહોંચે, તેટલામાં તેના બનેવીએ ખીસ્સામાંથી નોટો ભરેલું ચામડાનું પાકીટ કાઢયું અને નિશાની ધૂનમાં

હજાર હજારની પાંચ નોટો કાઢી ટેબલ પર મૂકી શું થાય છે, તે લોકો ગરદન વાંકી કરી ટેબલ પર જોવા લાગ્યા. વરરાજાએ રોફમાં કહ્યું:

"આ બુઢ્ઢીને એમજ લાગ્યું હશે કે મારી પાસે એટલા પૈસા નહિ હોય. જો તે ભવિષ્ય જાણતી હોત તો મારા પાકીટમાં કેટલી નોટો છે, તે કહી શકી હોત. પરંતુ જવા દો એ વાત. જો આ વખતે તે બરાબર નહિ કહે તો ચાબકે ચાબકે એના વાંસાનું ચામડું ઉતેડી નાંખીશ."

તે બાઇએ આ બોલવા પર ધ્યાન આપ્યું નહિ. તે પોતાનું કામ કરવા લાગી. તેણે પાંચ નોટો ટેબલ પર હારબંધ મૂકી. પછી ચાર નોટ નીચે ચાર ગુલામો મુક્યા અને પાંચમી નોટ નીચે રાણી મૂકી. લોકો એકી ટશે તેના તરફ જોઈ રહ્યા હતા. કેટલાક તો તે નોટો ગુલ ન કરે તેને માટે ધ્યાનથી તે શું કરે છે તે લક્ષપૂર્વક જોતા હતા.

"આમાં કંઇક લુચ્ચાઈગીરી જણાય છે." ગંભીર સ્વરે તેણે કહ્યું: "આ રાણી આ નીચ ગુલામના હાથમાં સપડાઇ છે અને તેમનો ભોગ થઇ પડી છે. હું ધારૂં છું કે નક્કી તે દુઃખી થશે."

"રાણી એટલે કોણ?" કોઇએ પુછ્યું.

"કન્યા, બીજું કોણ?"

આટલા શબ્દો તેના મોમાંથી નીકળ્યા એટલામાં એકઠા થયેલા લોક હાહો કરવા લાગ્યા. પીટર ગોઓવનીએ નોટો લઇ લેવા હાથ ટેબલ ભણી લાંબો કર્યો પણ તે વૃધ્ધાએ ઝટ નોટો એકઠી કરી કહ્યું:

"એક ક્ષણ થોભી જાઓ. જો નોટોને હાથ અરાડશો તો પેલો અંતરાય દૂર થવા માંડયો છે, તે દૂર નહિ થાય." પછી તેણે એકાએક નોટો પકડી, આંખો બંધ કરી, આંખો અગાડી ધરી ઉમેર્યું: "આ નોટો બનાવટી છે અને તેથીજ હું શુકન કાઢી શકતી નથી."

આ કહેતાંની વાર ભારે હાહો મચી—નોટો લઈને ડોસી નાસી ન જાય માટે કેટલાક પકડવા ગયા પણ તે વૃધ્ધા તેમને તરછોડી કાઢી, નાણાં ખાતાના પ્રધાન તરફ વળી અને બોલી:

"હું જાણું છું કે આપ નામદાર નાણાં ખાતાના પ્રધાન છો. આપજ જૂઓ કે આ નોટો બનાવટી છે, કે સાચી છે. હું તે આપને સોંપું છું. આપ નામદાર રાજ્યના એક મોટા અધિકારી છો અને આ માણસ પોતાના પાકીટમાં આવી બનાવટી નોટો શા માટે રાખે છે, તે પુછવાનું કામ આપનું છે. તેનો ખુલાસો મેળવવાનો આપને અધિકાર છે."

નાણાં ખાતાના પ્રધાને નોટો હાથમાં લીધી. તેનો ચ્હેરો મ્લાન જણાયો.

"આ ડોકરી જૂઠ્ઠી છે. એ રાંડનું આવી બન્યું લાગે છે. બીઆઝમા, જો તમને મારે માટે, મારા કુટુમ્બને માટે અને તમારી બ્હેનને માટે માન અને લાગણી હોય તો આ જૂઠ્ઠી બદમાશને માર મારી હાડકાં ભાગી નાખો–" વરરાજા ગર્જના કરી ઉઠયો. ત્યાં હાજર રહેલામાંના કેટલાક તો આમ કરવાને તૈયાર હતા, અને તે ડોસીને પોતાના હાથનો સ્વાદ ચખાડયો હોત, પરંતુ એટલામાં નાણાં ખાતાંના પ્રધાને હાથ ઉંચો કરી કહ્યું:–"સન્નારીઓ અને

સદ્ગૃહસ્થો! જરા શાંત થાઓ. આ બાઈનું કહેવું તદ્દન સાચું છે અને આંમાંની દરેક નોટ બનાવટી છે. પણ આપણે ઉમેદ રાખીશું કે પીટર ગોઓવલીન તેમના હાથમાં આ નોટો શી રીતે આવી તેનો ખુલાસો કરશે."

"આ નોટો મને મારા પિતાએ આપી હતી અને તે ખોટી હોવાનો સંભવ નથી. જો તે ખોટી હોય તો એ નિશ્ચય વાત છે, કે કોઈએ મારા પિતાજીને ઠગ્યા છે. જો આ વાત તેઓ જાણશે તો તેમનું હૈયું ફાટી પડશે."

"આ નોટો બનાવટી છે, એમાં તો કંઇ શકજ નથી," નાણાંખાતાના પ્રધાને કહ્યું, "પણ આવી ભારે રકમની નોટો તમારા પિતા પાસે શી રીતે આવી, એ આશ્ચર્યની વાત છે."

"હું આપને આજીજી કરૂં છું કે તે નોટો મને પાછી આપો" ઉડી ગયેલા ચ્હેરે, દિલગીર સ્વરે, વરરાજાએ કહ્યું. વરરાજાની જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે તેની પત્નીની સ્થિતિ આથી વધારે વિષમ હતી. તેનું શરીર ધ્રુજતું હતું. તેના ચ્હેરા ઉપર ગમગીની છવાઇ હતી. આ શું હશે, તેની તેને કલ્પના પણ ન હતી. તેની નીરતેજ આંખો પોતાના સ્વામીના વદન પરથી તેના ભાઇના તરફ વળી અને દયામણા વદને તે પ્રધાનના ચ્હેરા પર ઠરવા દેતી. જાણે અમુક ભાષામાં તેના લગ્નના દિવસનું મુહૂર્ત નષ્ટ ન કરવા પ્રાર્થના કરતી હોય તેમ જણાતી હતી. પ્રધાનની પણ સ્થિતિ વિલક્ષણ હતી. તે બનાવટી નોટો પાછી આપવી એ અશક્ય હતું. વળી આ રંગમાં ભંગ થતો જોઈ અને તે નિર્દોષ બાળાનું સુખ માટીમાં મળતું જોઇ તેને

ખેદ થતો હતો. તેણે કહ્યું:

"આ નોટો મારાથી પાછી આપી શકાય નહિ. તમારા પાકીટમાંની બીજી નોટો સાચી કે બનાવટી છે તે જોવા દો."

પણ તેની ખાતરી ન હોય કે નોટો ખરીજ હોવી જોઇએ એવા ડોળથી પીટરે નોટો કાઢી પ્રધાનના હાથમાં મૂકી. તેણે તપાસી જોઇ અને કહ્યું, "એકેએક બનાવટી છે."

મંડળીમાંના દરેક જણના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હાહાકાર મચી રહ્યો. નવવધુ મુર્છા ખાઇ જમીન પર પડી ગઇ.

"ખરેખર, નામદાર, આમાં કંઇક ભૂલ્ય હોય એમ જણાય છે." ફિક્કા ચ્હેરે, દુ:ખદ સ્વરે, બીઆઝગાએ કહ્યું.

"જરૂર ભૂલ્યજ છે, પીટર ગર્જી ઉઠયો. "મારી ખાત્રી છે કે એકેએક નોટ સાચી છે. મને તો લાગે છે કે નામદારની કંઇક શરતચૂક થતી હોય એમ જણાય છે."

"બીઆઝગા!" પ્રધાને કડક સ્વરે કહ્યું. "ત્રીજોરી ખાતામાં ઘણી નોટો તારા હાથ નીચે આવી ગઇ છે અને સાચી અને બનાવટી નોટો પારખી કાઢવી, એ તારે માટે કંઇ મુશ્કેલ વાત નથી. આ નોટો જો, અને તારો પ્રમાણિક અને સાચો અભિપ્રાય મને જણાવ."

બીઆઝગાએ ધ્રુજતે હાથે નોટો લીધી ને અજવાળામાં ધરી, તેની કોડ મરડી, દરેક નોટ બારીકાઇથી તપાસવા લાગ્યો. જ્યારે આમંત્રીત પરોણાઓ શું થાય છે તે જોવાની ઉત્સુકતામાં મંત્રમુગ્ધ ઠેરને ઠેર ઉભા રહ્યા. બીઆઝગાએ એકેએક નોટ તપાસી,–બારિકાઇથી તપાસી અને જ્યારે તપાસી રહ્યો ત્યારે બોલ્યો:

"નામદાર, મારે કબુલ કરવું જોઇએ કે એકેએક ખરી નોટની આબેહુબ નકલ છે. મને લાગે છે કે મારા બનેવી કોઇના કાવાદાવાના કે કાવત્રાંના ભોગ થઇ પડયા હોવા જોઇએ અને આનો સંતોષકારક ખુલાસો જરૂર મળી આવશે."

"ખચિતજ આ બીનાની તપાસ થવી જોઇએ. હું આ બનાવટી નોટો મારી સાથે લઇ જઉં છું. આ બાબત કંઇ ન્હાનીસૂની નથી. મારે જઇને પોલીસના અમલદારોને શાં પગલાં લેવાં, તેને માટે પુછવું જોઇશે." પ્રધાને ગંભીરપણે કહ્યું.

પીટર ગળગળો થઇ ગયો અને પ્રધાનની વિનવણી કરવા લાગ્યો. "નામદાર! આપ દયાળુ છો. મેં કોઇ પણ જાતનો ગુન્હો કર્યો નથી. આજ મારા લગ્નનો દિવસ છે અને આપ કૃપા કરી આ સર્વ તહકુબ રાખો. એમાં માત્ર મારી આબરૂનો સવાલ નથી. એથી આ મારી પત્નીનું મોત નીપજશે. મારા માબાપ ઝુરી ઝુરી મરશે. હું આપની તપાસ જરા થોભાવવા આપને પગે પડું છું. મને જાતે આ બાબતની તપાસ કરવા દો. મારી ખાત્રી છે કે મારા પર કોઇએ ભયંકર કાવતરૂં રચ્યું છે, હું સોગનપૂર્વક કહું છું કે જયારે હું ઘેરથી નીકળ્યો ત્યારે ખરી નોટો પાકીટમાં નાંખી નીકળ્યો હતો. કદાચ તે ભવિષ્ય કહેનારી ડાકિણીએ કંઇ કપટ કર્યું હોય એમ લાગે છે." કેટલાક જણ તે બુઢ્ઢી કયાં ગઇ તે પુછવા અને તેને શોધવા દોડયા, પણ તે તો કયાંની કયાં પસાર થઇ ગઇ હતી

"હું ઘણો દિલગીર છું," પ્રધાને કહ્યું, "પણ મારે મારી ફરજ બજાવ્યા વગર છુટકો નથી. તમે કહો છો તેમ બનવા-

જોગ છે, પણ એ સર્વનો ખુલાસો તમે યોગ્ય વખતે કરજો. હું મારી બનતી મદદ કરીશ; પણ મારાથી આ નોટો અહીં રાખી શકાય નહિ, કે પોલીસના અધિકારીઓને ખબર આપ્યા વગર રહેવાય નહિ. આ કઠોર કર્તવ્ય મારે કર્યાં વગર છુટકો નથી."

એટલું કહી, મંડળીની વિદાય લઈ, પ્રધાન ત્યાંથી ચાલી ગયો. તે પોતાના સરકારી મથક પર ગયો. ત્યાં જતાં નોકરે એક પત્ર તેના હાથમાં મૂકયો. એ પત્ર ડેનીવીચે લખેલો હતો અને તે નીચે મુજબ હતો:

"નામવર,

મને સેંટપીટર્સબર્ગથી એકાએક કામના અવરોધે જવું પડયું છે અને ત્રણ દિવસની અવધિએ પાછો ફરીશ. મને જણાવવાને અતિ હર્ષ થાય છે કે, તીજોરીનાં ગુમ થયેલાં સઘળાં નાણાં પુરેપુરાં હું પાછાં આણી આપીશ. હું આશા રાખુ છું કે બીઆઝગાને ત્યાં લગ્નના દિવસે આપને આનંદ થયો હશે."

લી. આપનો અધિન ડેનીવીચ

પ્રધાનની અજાયબીનો પાર રહ્યો નહિ. તે જાણતો હતો કે ડેનીવીચ કદાપિ કાળે અસંભાવિત તો શું પણ અચોક્કસ વાત કરે તેમ નથી, છતાં આની ગુંચ ઉકેલવા પોલીસના વડા અમલદારને બોલાવવા મોકલ્યો. તે આવતાંની વાર તેણે કાગળ તેના હાથમાં મૂકયો, પણ તે પણ એનું રહસ્ય સમજાવી શકયો નહિ એટલુંજ નહિ, પણ તેણે ડેનીવીચ પર આરોપ કરવા માંડયા અને તે પૈસા કદાપી મેળવી શકશે નહિ એમ કહ્યું.

પ્રધાને જવાબ આપ્યો કે તે લખે છે તે પ્રમાણે જરૂર ક્યાં

વગર રહેશે નહિ, એવી મારી પક્કી ખાત્રી છે. જો કે તે મને ઘણીવાર ગુંચવાડામાં નાખે છે, પરંતુ, તેનું કામ ચોક્કસ હોય છે, એમાં વાંધો નહિ."

આ સાંભળી પોલીસ અમલદારે રજા લીધી.

ત્રણ દીવસ પછી ડેનીવીચ વચન પ્રમાણે હાજર થયો અને બધાની અજાયબી વચ્ચે તેણે ગુમ થયેલાં દશ લાખનાં નોટનાં બંડલ રજુ કર્યાં; એટલુંજ નહિ, પણ ચોક્કસ હકીકત રજુ કરી કે જેથી, ઇવાન, પીટર, અને ખીઆઝગાને કેદ કરવામાં આવ્યા.

ઇવાન ગોનોવલીન વિશ્નીવોલોચોકમાં રહેતો હતો; ત્યાં તેની થોડી ઘણી જમીન હતી. તેની પહેલી વારની બાઇડીના મરણ પછી તેણે બીજીવાર લગ્ન કર્યું હતું. પહેલી બાઇડીનો તેને બ્હોળો વિસ્તાર હતો, પણ સઘળા જુદા જુદા થઇ ગયા હતા અને કામે લાગી ગયા હતા. છોકરીઓ પરણી સાસરે ગઇ હતી. બીજી વારના લગ્નથી તેને પીટર નામે છોકરો થયો હતો. સેંટ-પીટર્સબર્ગમાં એક રેસ્ટોરાંમાં મેનેજીંગ કલાર્કનું કામ કરતો હતો. તેને ખીઆઝગાના કુટુમ્બ સાથે પીછાન થઈ. પીટર સાથે ઓલ્ગા પ્રેમમાં પડી પણ તેની શારીરિક ખોડને લઇને પીટરે તેના પ્રેમને પ્રોત્સાહન આપ્યું નહિ. ખીઆઝગા પોતાની બ્હેનને ઘણો વ્હાલો હતો અને તેને સુખી કરવા ઇચ્છતો હતો. ઓલ્ગાની માગણી પીટર ન સ્વીકારતો હોવાથી, તે ઝુરી મરતી હતી, આથી તેણે જો પીટર ઓલ્ગા સાથે લગ્ન કરે તો તવંગર બનાવવાની લાલચ આપી. પીટર કબુલ થયો અને ત્રાગડો રચાયો. જેમાં પીટર, પીટરનો બાપ ઇવાન અને ખીઆઝગા સામેલ થયા. ખીઆઝગાને

માટે એટલું કહેવું જોઇએ કે તેણે તેમાંથી ફુટી બદામ રાખવાની ના પાડી હતી. બ્રીઆઝગાને મોરક્કોની તીજોરીનાં નાણાં ભરવા સેંટપીટર્સબર્ગ જવું પડતું હતું તે તે જાણતો હતો અને અઠવાડિયાં અગાઉ તેને ખબર મળતી હતી. બ્રીઆઝગાએ પીટરને જણાવ્યું કે તીજોરીનાં નાણાં સેંટપીટર્સબર્ગ લઇ જવાનાં છે. પીટરે બરાબર સરકારી પેટીઓના કદની બે પેટીઓ બનાવી અને દશ લાખની નોટો મુકતાં પેટીઓનું વજન થાય તેટલું વજન કોરા કાગળ ભરી કર્યું. પેટી બાંધવાની દોરી, ખોટી સીલ વગેરે બ્રીઆઝગાએ પૂરાં પાડયાં. ટ્રેન મોરક્કોથી ઉપડી તે વીશની-વોલોચોક આવી. ત્યાં દરેક ગાડી વધારે વાર થોભતી હતી. કારણ કે, તે સ્ટેશને ઉતરી લોકો રાતનું ખાણું ખાતા કરતા હતા. વળી કુદરતે પણ યારી આપી કે, જે રાતે ચોરી કરવાની હતી, તે રાત અંધારી ઘોર હતી. વીશની સ્ટેશને તીજોરીનાં નાણાં સાચવવા જે અમલદારો અને લશ્કરી ટુકડી આવી હતી, તેને માટે નાસ્તા પાણીની ગોઠવણ થઇ. ચાર ચાર ટુકડી વારા ફરતી નાસ્તો કરવા જતી. પહેલી ચારમાં બ્રીઆઝગા હતો. તે અને તેના સાથેના અમલદારો નાસ્તો લઈ, ડબ્બા બહાર બીડી તાણુતા હતા. તેવામાં 'મારી સીગારેટનું કેસ રહી ગયું છે તે લઇ આવું' કહી, બ્રીઆઝગા ડબ્બામાં ગયો. અને દશ મીનીટથી ભાગ્યેજ વધારે તે અંદર રહ્યો હશે, પણ એટલામાં તેણે એક તરફનું બારણું ઉઘાડી, બે પેટીઓને આપી. જે બનાવટી હતી તે પીટરે તેને આપી અને બનાવટી પેટીઓ અંદર મુકી દીધી. આ હકીકત પોલીસે કબુલ કરાવી હતી.

હવે જ્યારે આ કેસ ડેનીવીચના હાથમાં મુકવામાં આવ્યો ત્યારે તે તાડી શક્યો કે સિપાઇઓમાંના કોઇનું એ કામ હોઇ શકે નહિ. હવે અમલદારોમાં જોઇએ તો જેણે ચોરી કરી હોય તો તેનો કોઇ મળતીઓ વિશનીમાં હોવો જોઇએ. આની તપાસ શરૂ કરી તો તેને જણાયું કે, બીઆઝગાને માટે ગોનોવલીનની સાથે પરિચય હતો.

ડેનીવીચની ખ્યાતિ હતી કે તે પોતાનો વેષ અને કંઠ એવી રીતે બદલી શકતો હતો કે, રોજનો જોનાર પણ તેને ભાગ્યેજ ઓળખી શકે. તે બુઢ્ઢી ઓરતનો વેષ એવી ખુબીથી લેતો કે બહુરૂપી પણ તેમ કરી શકે નહિ. ફેરીવાળીના વેષે ગોનોવલીનને ત્યાં જઇ તેણે શોધી કાઢયું કે પીટર દિવસમાં ઘણીવાર તેની વાડીમાં આવજાવ કરતો હતો. વાડી ઘરથી દોઢેક માઇલ દૂર હતી. તે શા માટે એમ કરતો હશે, તેની શોધ કાઢવાની ઇચ્છા થઇ. તપાસ કરતાં જણાયું કે વાડીના એક ઝાડ નીચે ખાડામાં બે પેટીઓ સંતાડી હતી અને તેના પર કટેર નાંખ્યું હતું. પેટીઓ ઉઘાડી હતી. અર્થાત્ કે સીલ બીલ કાઢી નાખી ઉઘાડી હતી, પણ તેમાં નોટો રાખી મુકી હતી. આટલો પત્તો મળ્યો એટલે તેને જણાયું કે પીટર અને ઇવાન આ કામમાં સામેલ છે, પણ બીજા છટકી ન જાય એવી યુક્તિથી કામ લેવું જોઇએ. ઓલ્ગાનાં લગ્નનો દિવસ તે કામને માટે ઠીક લાગ્યો. તેણે બુઢ્ઢી જીપ્સી–ભવિષ્ય કહેનારના વેષે પોતાનું કામ આંખ્યું. ડેનીવીચે સંતાડેલી પેટીમાં બનાવટી નોટો રાખી ખરી પણ તેણે નોટોનાં કેટલાંક બંડલ કાઢી લીધાં હતાં. આ બના-

વટી નોટો પોલીસના થાણામાં હતી, કારણ કે, એક બનાવટી નોટો બનાવનારને પકડતાં તે મળી આવી હતી. તેણે સંતાડેલી પેટીમાં આ નોટો મૂકી દીધી. કારણકે તે જાણતો હતો કે લગ્નને દિવસે પીટર ખર્ચ કરવા થોડી ઘણી કાઢશે. તેનું અનુમાન ખરૂં પડયું અને તેણે પીટરને સીફતથી સપડાવ્યો.

ત્રણે ગુન્હેગારોને રાજ વિરૂધ્ધ કાવત્રાં કરવા માટે સાઇબીરીયામાં દેશનીકાલ કરવામાં આવ્યા. ઓલ્ગા પોતાના પતી સાથે સાઇબીરીયા ગઇ.



# તકદીરની તાસિર.

——:●:——

જેમ એક માણસની ખાસિયત બીજા માણસને મળતી આવતી નથી તેમ એક પ્રજાની ખાસિયત બીજી પ્રજાને મળતી આવતી નથી. એક પ્રજાના સામાજીક નિયમો ઇતર પ્રજાના સામાજીક નિયમોથી ભિન્ન હોય છે. કેટલીક વખત એમ પણ જોવામાં આવે છે કે એક પ્રજા જેને સભ્યતા લેખે છે તે બીજીજ પ્રજાની નજરમાં અસભ્યતાનું લક્ષણ ગણાય છે. દાખલા તરીકે કોઇ આદમીને ઘેર મળવા જતાં તેના ઘરમાં પ્રવેશ કરતાં માથા-પરની ટોપી કાઢી જવું એ અંગ્રેજોને મન સન્માનસૂચક કાર્ય છે જ્યારે કોઇને ત્યાં ઉઘાડે માથે જવું, એ હિંદુઓને મન અપ-માન કરવા બરાબર છે. દેશના કાયદાઓ પણ દેશના ચાલતા આવતા જૂના રીતરિવાજો કે આચાર વિચારને અનુસરી ઘડવામાં આવે છે. એ કાયદાના બંધારણમાં સમયાનુસાર યોગ્ય ફેરફાર કરવામાં આવે છે.

ઇંગ્લાંડમાં કેદીઓને જે સ્વાતંત્ર્ય છે તે સ્વાતંત્ર્ય બીજા દેશના કેદીઓને હોતું નથી. આ બાબતમાં જો કે રૂશિયા અત્યારના સમયમાં ઇંગ્લાંડ કરતાં પણ આગળ વધી ગયું છે ખરૂં, પણ પૂર્વે રૂશિયા એટલું કેળવાયલું ન હતું; ઝારશાહીમાં તેના કાયદા ઘણા વિચિત્ર હતા. સુધરેલા દેશોની સરખામણીમાં

રૂશિયનોને એટલું સ્વાતંત્ર્ય ન હતું. એક માણસના પર કોઈ ગુન્હાનો આરોપ હોય તો, તે આરોપ પુરવાર થાય ત્યાં સૂધી તે માણસને નિર્દોષ માનવો, એમ અંગ્રેજી કાયદાનું એક સૂત્ર છે. રૂશિયામાં આથી ઉલટુંજ હતું. એટલે કે માણસ પોતાને નિર્દોષ પુરવાર ન કરે ત્યાં સુધી તેને ગુન્હેગાર લેખવામાં આવતો હતો. આથી ઘણીવાર નિર્દોષ માણસોને ઘણી કનડગત ભોગવવી પડતી હતી. પ્રખ્યાત રૂશિયન ડિટેકટીવ ડેનીવીચે, પોતાનાં બુધ્ધિબળ અને ચાતુર્યથી એક નિર્દોષ માણસને કેવી રીતે ઉગાર્યો હતો, તે પરથી રૂશિયાના પહેલાંના કાયદા કેવા દોષપૂર્ણ હતા, તે સ્પષ્ટ જણાય છે. વાસીલો ઇવાનોફ આર્કિટેકટ અને ઇજનેર હતો; તેને સારા પ્રતિષ્ટિત માણસોમાં પિછાન હતી. અને ખંતથી કામ કરે તો એ પૈસા પેદા કરે તેમ હતો; પરંતુ, તેને ચિત્રો ચિતરવાનો ઘણો શોખ હતો. તેના બે ત્રણ ચિત્રો એટલાં તો પંકાયાં હતાં કે રૂશિયાના સેંટપીટર્સબર્ગની ન્યુ પીકચર ગેલરી–ચિત્ર-ભવનમાં તે ચિત્રોને સ્થાન મળ્યું હતું. જે પૈસા પ્રાપ્ત થાય એવા ધંધા પાછળ જોઇએ તે કરતાં ઓછું ધ્યાન આપવા માટે અને ચિત્રવિદ્યા, કે જેમાં કંઇ લાભ ન થાય, તેવા ધંધા પાછળ જોઇએ તે કરતાં વધારે ધ્યાન આપવા માટે, ઇવાનોફના મિત્રો તેને ઠપકો આપતા હતા. ઇવાનોફ યુવાન હતો. જુવાનીનો ઉત્સાહ હતો. ઉમંગ હતો અને તે એક કલ્પનાપ્રિય કે રમણીય સ્વપ્નો જોનારો હતો. તેને તેની પોતાની શકિતમાં અને પોતાના ભવિષ્યમાં અટૂલ શ્રધ્ધા હતી. સૃષ્ટિ સૌંદર્યમય છે. મનુષ્યો એક મહાન પિતાનાં બાળકો છે, એટલે એકમેકના બંધુઓ છે.

આવી ઉદાત્ત અને ઉદાર ભાવના તેની હતી; પરંતુ કેવળ ભાવનાથી જગતનો વ્યવહાર ચાલતો નથી. ભાવના અને કૃતિ વચ્ચે અંતર હોય તો પછી ઉત્તમ સિધ્ધાંત નકામા થઈ પડે છે. ઇવાનોફ કલ્પનાકુશળ હતો પણ વ્યવહારકુશળ ન હતો. ઈવાનોફનું માંગું મેરીઆ એલેકઝીવીના સાથે નક્કી થઈ ગયું હતું. મેરીયા સેંટપીટર્સબર્ગમાં સહુથી શ્રેષ્ટ સ્વરૂપવાન સુંદરી મનાતી હતી. તે ઉચ્ચ કુળની હતી. તેના વડવાઓએ સારા કામ કરી કીર્તિ મેળવી હતી. આટલું છતાં લગ્ન થવામાં વિલંબ થતો હતો. વિલંબનું કારણ એ હતું કે જ્યાં સુધી ઇવાનોફ પોતાના ધંધાને ખીલવી, સારી સ્વતંત્ર આવક મેળવે નહિ ત્યાં સુધી લગ્ન કરવાં નહિ, એવી કેટલાકની ડાહી શિખામણ હતી. લગ્નમાં થતી ઢીલને લીધે તેને એક પ્રકારની નિરાશા જેવું થયું; પણ એનું પરિણામ એ આવ્યું કે તેણે પોતાના ધંધા તરફ વધારે લક્ષ આપવા માંડયું. કાળજીપૂર્વક રોજગાર ચલાવવાથી તેને સારી કમાણી થવા લાગી, આથી તેના મિત્રોએ લગ્ન કરવાની સલાહ આપી, અને ઇવાનોફે પોતાની ભાવી પત્નીના સગા સંબંધીને પોતાની સુધરેલી સ્થિતિને લીધે લગ્ન કરી નાખવા કહ્યું.

ઇવાનોફને જે અંતલગના મિત્રો હતા તેમાંના એકનું નામ રીસ્કોફ હતું. રીસ્કોફ તેનો જાની મિત્ર હતો. તે ઘણો તવંગર હતો અને ઘણોજ વ્યવહારકુશળ હતો. ઇવાનોફ અને રીસ્કોફ બન્ને એકજ શાળામાં ભણતા હતા. શાળા છોડયા પછી કૉલેજમાં પણ તેઓ સાથેજ હતા. રીસ્કોફ, ઇવાનોફ કરતાં વયમાં

મોટો હતો એટલે તેણે પોતાનો અભ્યાસ વ્હેલો પૂરો કરી નાંખ્યો હતો. આમ બન્ને વચ્ચે સારી મૈત્રી હતી.

સ્વાભાવિક રીતે ઇવાનોફ ઘણી બાબતમાં-પ્રત્યેક બાબતમાં રીસ્કોફની સલાહ લેતો અને પોતાના અંતરની વાત તેને કહેતો હતો. લગ્નની બાબતમાં પણ ઇવાનોફે પોતાના મિત્રની સલાહ પુછી. રીસ્કોફને પોતાના મિત્રના સ્વભાવની પૂરી ખબર હતી. તે સારી રીતે જાણતો હતો કે ઇવાનોફ વ્યવહારજ્ઞાનથી શૂન્ય અને ઉડાઉ સ્વભાવનો છે. આથી તેણે લગ્ન લંબાવવાની સલાહ આપી. આ નજીવી બાબત પર બન્ને વચ્ચે તકરાર થઇ અને એટલે સુધી વધી ગઇ કે બન્ને જણ એક બીજાની સાથે બોલતા પણ બંધ થઇ ગયા. સેંટપીટર્સબર્ગમાં એ જાણીતી વાત થઈ પડી કે બન્ને મિત્રો એકમેકના સ્હામું જોતા નથી અને જાણે અજાણ્યા હોય તેમ વર્તે છે.

લગ્ન જલ્દી કરી નાખવા માટે ઇવાનોફ એટલો આતુર બની ગયો કે તેના સાસરાના માણસોએ, તેની માગણી કબુલ કરી અને લગ્નની હા ભણી. ધામધુમથી લગ્ન થયાં. લગ્નને અંગે જેમ આપણામાં ન્યાતવરા વગેરે કરવા પડે છે, તે કેટલાક ખર્ચ રૂશિયનો કરે છે, તે પણ ધામધુમથી થયાં. મેમાનોને આમંત્રણો ગયાં. મિજબાનીઓ અપાઇ. વાહવાહ થઈ. આ ધામધુમમાં અજાયબીની વાત એ હતી કે તેનો જૂનો મિત્ર રિસ્કોફ ક્યાંય પણ જોવામાં આવ્યો નહિ. ન તો તેણે લગ્ન પ્રસંગે દેખા દીધી કે ન તે મિજબાની વખતે જણાયો. જો કે બન્ને મિત્રો વચ્ચે બોલાચાલી થઇ હતી, છતાં બધાંનું એમ ધારવું હતું કે

આવા પ્રસંગે જરૂર આમંત્રણ મોકલવું જોઈતું હતું. ખયર! રીસ્કોફ આવ્યો કે ન આવ્યો, પણ લગ્ન તો પતી ગયાં. મેરીઆ રૂપવાન સાથે ગુણવાન હતી. ઇવાનોફ તેને પોતાના પ્રાણથી અધિક ન્હાતો હતો. પરણેલાં જોડાંએ સંસારયાત્રા શરૂ કરી. આનંદમાં દિવસો જવા લાગ્યા. બધું નવું નવું એટલે કલ્પનાની નજરે સુંદર જણાવા લાગ્યું. પ્રેમનો ઉષાકાળ હોય છે પણ મનોહર. વખત ક્યાં જાય છે તે જણાતું નથી. સંસાર સુખમય ભાસે છે. આવવું જવું, ફરવું હરવું, નિર્દોષ આનંદ મેળવવો એમાં જીંદગીની લ્હાણ છે ખરી, પણ સદા સર્વદા સુખ એક સરખું રહેતું નથી. સંસારમાં સુખ છે તેમ તેની સાથે કેટલાંક કર્તવ્યો પણ છે. સંસાર ચલાવવો એ સ્હેલ નથી. તેમાં વ્યવહારકુશળતા જોઇએ. અનેક પ્રકારની ત્રેવડ જોઇએ; કહેવત છે કે ત્રાંબાની ટોયલી તેર વાનાં માગે તે પ્રમાણે અનેક વસ્તુઓનો ખપ પડે. તેને માટે નાણાંની જરૂર. ટૂંક આવકમાં આવડત હોય તો નભે નહિ ને દેવું કરવા વખત આવે. ઇવાનોફમાં એટલી આવડત ન હતી. એક વર્ષ સુખમાં ગયું પણ ત્યાર પછી નાણાની તંગી જણાવા માંડી. લોકો પૈસાને માટે ઘેર ઉઘરાણી કરવા આવવા લાગ્યા. ઇવાનોફને થોડું દેવું પણ થઇ ગયું. તેને હવે જણાવા માંડ્યું કે એકલા પ્રેમને લઇને કઠોર સંસાર યાત્રા કરવી એ કઠિન કાર્ય છે. આમ કેટલાક દિવસ વિત્યા બાદ ઇવાનોફને જણાયું કે હવે નાંખ્યા પહોંચે એમ નથી અને આનો કંઇ નિવેડો લાવવો જોઇએ. માગનારા ઝાઝો વખત થોભે એમ નથી. ફરિયાદો ડોકાશે અને આબરૂ જવાનો વખત

આવશે. આ પ્રમાણે તેની સ્થિતિ ગંભીર થતી ગઇ.

જ્યારે સ્થિતિ આ હદે પહોંચી ત્યારે તેણે તેના કેટલાક મિત્રોને નાણાંની મદદ કરવા કહેણ મોકલ્યાં. તે જાતે પણ કેટલાકને મળ્યો. કેટલાકે તો તેને મદદ કરવાની સાફ ના પાડી. કેટલાકે બ્હાનાં કાઢયાં. કેટલાકે પોતાની સ્થિતિ સારી ન હોવાનું જણાવ્યું. કેટલાકે નાણાં ગુંથાઇ ગયાં છે, એમ બરબડયા. આમ તે ચોમેરથી નિરાશ થયો. તેની સ્થિતિ ઘણી કઢંગી હતી. તે મનમાં ઘણો મુંઝાવા લાગ્યો. શું કરવું તેની તેને સમજ પડે નહિ. ચિંતામાં ને ચિંતામાં તેનું કાળજું કોરાવા લાગ્યું. એક દહાડો બહુ કંટાળ્યો એટલે એક દારૂના પીઠામાં ગયો. ત્યાં જઇ તેણે શરાબની પ્યાલીઓ ઉડાવી. આપણે ત્યાં મદિરા લેવાને માટે ધર્મનો બાધ છે. પાશ્ચાત્ય દેશોમાં ધર્મનો બાધ નથી. એટલે તેઓ મદિરા લેવામાં નાનમ સમજતા નથી. દારૂ પીવાથી ઘણાં માઠાં પરિણામ આવે છે. શરીરને અને મનને તે નુકશાન કરે છે. પૈસાની હાની થાય છે. એ સર્વ કબુલ, પરંતુ, આ દૂનિયાની દારૂણ ચિંતાના અસહ્ય ત્રાસમાંથી થોડીવાર મુક્ત થવાને માટે એના જેવો અન્ય ઉપાય નથી. દુખ્તરે અંગુરના એક આલિંગનથી ચિંતા ટળી જાય છે. ઇવાનોફ એક ફેશનેબલ બાર–પીઠામાં ગયો હતો. ત્યાં જઇ "મોજ મજાહ" ઉડાવવા લાગ્યો; કહેવા લાગ્યો.

"ભરકે પીલાદે શરાબ યાર સાકિઆ,
થોડીહી ન રહે શીશેમેં બાકી આ."

\+ * *

" આબે નાભ ભી સાફ હય, શીશે પ્યાલા સાફ
મય નિર્મળ સાફી બનું હો પીનેવાલા સાફ."

જામ પર જામ ચઢાવવા માંડયાં. રગેરગમાં ચેતના જાગી. તે પોતાની ચિંતાને ભૂલી ગયો. મગજ આડે રસ્તે ચડયું. તે મોટેથી પીઠામાં બોલવા માંડયો કેઃ " આ કેવા પ્રકારનો ન્યાય! ગરીબોને ખાવાને રોટીનો ટુકડો ન મળે અને માતબર શ્રીમંતો ફેટીન દોડાવે, મોટરો હંકારે અને ગરીબોને કચડી નાખે. તેઓને ભાતભાતના સુંદર કપડાં જોઇએ, દાગિના જોઇએ, શાલ દુશાલા જોઇએ, મોટર અને મહેલો જોઇએ જ્યારે ગરિબોને ઝુંપડી પણ નહિ! દીલ ઢાંકવા ફાટયાં વસ્ત્રો પણ નહિ! ફાકવાને આટો પણ નહિ! ખરેખર આ શ્રીમંતો ગરીબોનું લોહી ચુસે છે, રૂશિયન સરકારના મોટા પગારના ઓધ્ધેદારો તેમને કચડી નાંખે છે. જ્યારે દેશનો મોટો ભાગ એકવારના પેટપુરતા ભોજનને માટે ટળવળે છે, ત્યારે એ શ્રીમંત વર્ગ મોજ શોખ અને એશઆરામ કરે છે અને નાહક દ્રવ્યના ઢગલા એકઠા કરે છે. મને એમ થાય છે કે એવા શ્રીમંતોમાંના એકાદ બેને પકડી તેમનો તોટો પીસી નાંખું."

આ શબ્દો તેણે ઇરાદાપૂર્વક ઉચ્ચાર્યા ન હતા. તેણે તેના નિશાના જોરમાં ઉચ્ચાર્યા હતા; છતાં, એક જાહેર સ્થળમાં આ પ્રમાણે બોલવું અને તે પણ રૂશિયા જેવા દેશમાં એ ખરેખર આફત વ્હોરવા સમાન હતું. જો કે તેના આ ભાષણને કોઇએ ઝાઝું મહત્વ આપ્યું ન હોત, પરંતુ, ત્યારબાદ બનેલા બનાવે તેને મહત્વ આપ્યું.

તેના મિત્રો તેને સમજાવી પટાવી ઘેર લઇ ગયા. બીજે દહાડે તે શુધ્ધિમાં આવ્યો ત્યારે તેને પસ્તાવો થયો, પણ તે પસ્તાવો નકામો હતો. આખરે તેને વિચાર કરતાં એમ લાગ્યું કે લાવને રીસ્કોફની પાસે જઇ તેની મદદ માગું. આમ વિચાર કરી તે પોતાના જૂના મિત્ર રીસ્કોફને ત્યાં ગયો. જ્યારે તે તેને ઘેર ગયો ત્યારે રીસ્કોફ બહાર ગયો હતો. તેણે તેના નોકર પાસેથી કાગળ અને કલમ માગીને તેને આપવા માટે એક ચીઠ્ઠી લખી. તે ચીઠ્ઠીમાં તેણે એકાએક લગ્ન કરવા માટે પોતાની ભૂલ્ય કબૂલ કરી હતી. આટલી બધી હાડમારી વેઠવી પડશે તેની ખબર ન હતી. બનવા કાળ હતું ને બન્યું. હવે ધંધા ધાપામાં વધારે ચિત્ત પરોવીશ. વગેરે લખ્યું હતું અને અંતે રૂ. ૫૦૦૦ ની માગણી કરી હતી અને ૭ મહિનામાં તે ભરપાઇ કરી દેવા વચન આપ્યું હતું. ઇવાનોફની ચીઠ્ઠીના જવાબમાં રીસ્કોફે, તેને એક કાગળ લખ્યો હતો જે નીચે મુજબ હતો:

“ પ્રિય ઇવાનોફ,

તારી ચીઠ્ઠી મળી. મને તે વાંચી ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું. મને સ્વપ્ને પણ કલ્પના ન હતી કે તને તારા નાણાંની તંગીને વખતે તારા ત્યાજ્ય કરેલા મિત્ર પાસે સહાય માગવી પડશે. એક સમય એવો હતો કે તારો પડતો બોલ ઝીલી લેવા હું તૈયાર હતો. મારાથી બનતું કરવા ઉભે પગે હાજર હતો. તેં મારા મિત્રપ્રેમને તરછોડી ફેંકી દીધો. મારી સાથે સઘળો વ્યવહાર બંધ કીધો. હું ધારૂં છું કે તારી અડચણ થોડા સમયમાં દૂર થશે. કાલે મારે ત્યાં ફરી આવવાની તસ્દી લેતો ના. હું કામને

માટે મારી જાગીર પર ચાલી જવાનો છું. તેં જે કર્યું છે તેના ફળ તું ભોગવે છે. એમાં મારાથી કંઇ બને એમ નથી.

લી૰ તારો ત્યાજ્ય-મિત્ર

રીસ્ટોફ."

આ જવાબની અસર, કલ્પનાપ્રિય ઇવાનોફ પર કેવી થઇ હશે, તે કહેવાની જરૂર નથી. આ કાગળ વાંચી તેના મનને સંતાપ થયો. તે સર્પદંશની વેદના અનુભવવા લાગ્યો. બાદમાં તેણે તે કાગળ પોતાની બૈરીને આપ્યો. પોતાના ધણીની સ્થિતિ આટલી હદે પહોંચી હતી, તેની તેને ખબર ન હતી. પત્નીએ ધણીને કંઇ કહ્યું. ધણીએ સામો તાનો માર્યો. એમ વાતવાતમાં ધણિધણિયાણી ચરભડી ઉઠયાં. બોલાચાલી થઇ. અંતે સ્ત્રી રીસાઇને કપડાં પહેરી પોતાને પિયર ચાલી ગઇ. ધણી પણ તરત ઉઠીને બ્હાર ગયો, પણ તરતજ થોડા કલાક પછી પાછો ફર્યો. સ્ત્રીને પણ એકાએક ચાલી જવાને માટે ખેદ થયો અને તે પણ રાત્રે પોતાના ભાઇને સાથે લઇ પાછી ઘેર આવી. ઇવાનોફ તે સમયે ખુશ મિજાજમાં હતો. પોતાની સમજુ સ્ત્રીને પાછી ફરેલી જોઇ આનંદ પામ્યો. બન્ને જણનું સમાધાન થઇ ગયું. વિપત્તિનું વાદળું પસાર થઈ ગયું. રાત્રે વાળુ પાણી કર્યાં પછી તેનો સાળો પોતાને ઘેર ગયો. રાત્રે તેણે પોતાની સ્ત્રીને જણાવ્યું કે, "જોઈતાં નાણાં મળી ગયાં છે અને હવે નાણાંભીડ રહેશે નહિ. અને ફરી આવો વખત ઇશ્વર કરશે તો જોવો નહિ પડે." સ્ત્રીને આ સાંભળી આનંદ અને આશ્ચર્ય થયું. તેણે તેને પૂછ્યું કે, "એટલામાં પૈસા ક્યાંથી મળ્યા ?"

ઇવાનોફે હસ્તાં હસ્તાં વાત ઉડાવતાં કહ્યું, "મળ્યા—ગમે ત્યાંથી મળ્યા. તારે શું કામ છે? હું પછી તને બધી હકિકત કહીશ."

બીજે દિવસે સ્હવારે ઉઠીને ઇવાનોફ કામે લાગ્યો. જમવાને સમયે ઘેર આવ્યો. થોડીવાર પછી તેઓ જમવા બેઠાં એટલામાં કોઇએ નીચેથી ઘંટડી વગાડી. ઘેર આવનારાને જવાબ આપવાનું કામ જે નોકરનું હતું તે જવાબ દેવા દોડયો, પણ તેટલામાં તો ફરીથી જોરથી ઘંટડી વાગી. નોકરે નીચે આવી બારણું ઉઘાડયું તો તેની નજરે જજ ઓફ ઇન્સ્ટ્રકશન * અને તેના બે મદદનીશો અને બે પોલીસ જણાયા.

"તારા શેઠ ઘરમાં છે કે?" જજે પૂછયું.

"કોણ? વાસીલો ઇવાનોફ?"

"હાસ્તો. તે સિવાય બીજું કોણ હોય? તેં શા માટે બારણું ઉઘાડયું નહિ ને ખોટી કર્યો?"

"નારે સાહેબ, ઘંટ વાગ્યો કે તરત તો હું દોડી આવ્યો ને?" ગભરાટમાં પડેલા નોકરે જવાબ આપ્યો.

"વારૂ. પણ તારા શેઠ કયાં છે?"

"ઘરમાંજ છે ને. તે કાંઇ બ્હાર ગયા નથી."

"વારૂ, તો તું મને તેની પાસે લઈ જા. મારે એની સાથે ઘણું જરૂરી કામ છે."

"પણ સાહેબ, એ તો જમવા બેઠા છે, અને તેમના

---

* આપણે ત્યાંનો બેલીફ—પણ વધારે હોદો અને હકુમત ધરાવનાર!

મિત્રોને આજે તેમણે જમવા તેડયા છે.”

“ મિત્રો હોય કે ગમે તે હોય તેથી મારે શું ? ચાલ, લઈ જા મને તારા શેઠની પાસે.”

નોકર બિચારો મુગો મુગો તેમને લઇ ઉપર ગયો. એલિફને અને સિપાઇઓને જોતાંની વાર કોઇ પણ માણસ વિમાસણમાં અને ભયમાં પડે તો કોઇના ઘરમાં જમવા બેઠાં હોય ત્યાં સડસડાટ ચાલી આવે તો પછી ઘરના માણસોના ગભરાટનો પાર રહે ખરો ? સરકારી જડજ—એલિફ અને સિપાઇઓને જોતાંની વાર ઇવાનોફ કોળીઓ પડતો મુકી ઉભો થયો. ભયભીત બની તેની સ્ત્રીએ કારમી ચીસ નાંખી. જમવા આવેલા જનો હાંફળા ફાંફળા બની ગયા; કારણ કે પોલિસની પધરામણી એટલે સાક્ષાત યમદૂતની પધરામણી એમ ઘણાને લાગે છે.”

“ માફ કરજો, મારે તમારા કામમાં ખલેલ કરવી પડે છે; પણ તેને માટે હું લાચાર છું.” જડજે કહ્યું.

“ આપ અહીં શા માટે પધાર્યા છો, તે જણાવશો ?” ઇવાનોફે પૂછ્યું.

“ હું કામને માટે આવ્યો છું.”

“ જી, આપ શા કામને માટે આવ્યા છો, તે જણાવવા કૃપા કરશો.”

“ હું ઘણાજ માઠા કામને માટે આવ્યો છું. મને તમારા ઘરની ઝડતી લેવાનો હુકમ થયો છે. જૂઓ આ હુકમ.” એટલું કહી તેણે સરકારી કાગળ ઇવાનોફ આગળ ધર્યો. સરકારી મહોરવાળો કાગળ ઇવાનોફ જોવા લાગ્યો.

ઇવાનોફની સ્ત્રી તેટલીવારમાં શુધ્ધિમાં આવી હતી. તે એટલામાં તેના ધણીની પાસે આવી બોલીઃ–

"હશે કોઇ આપણાં દુશ્મનનાં કામ. કોઇએ સરકારમાં નનામો કાગળ લખ્યો હશે કે તમે રાજ્યની સામે કાવત્રાં કરનારી ટોળીમાં સામેલ છો. તમે ફિતુરી લખાણ ફેલાવો છો કે રાજ્યદ્રોહનો પ્રચાર કરો છો. એવાં કાગળિયાં કે ચોપાનિયાં ઘરમાં હશે, એમ ધારી ઝડતી લેવા આવ્યા હશે. ભલેને ઝડતી લે. આપણે જો નિર્દોષ છીએ તો પછી બ્હીવાનું કંઈ કારણ નથી. આપણે કયારે રાજદ્વારી બાબતમાં ભાગ લઇએ છીએ? અમે તો શાંત નાગરિક જીવન પસાર કરીએ છીએ."

ઇવાનોફની સુંદર સ્ત્રીના સામું જોતાજ, તેની ઉલ્લાસ વૃત્તિ નષ્ટ થતી જોતાં, તે સરકારી અમલદારને સ્વભાવિક રીતે માઠું લાગ્યું. તે નમ્રપણે બોલ્યોઃ

"આને કંઇ રાજકીય વિષય સાથે લેવાદેવા નથી."

"ત્યારે શા માટે તમારી પધરામણી થઇ છે?" ઇવાનોફની સ્ત્રીએ જરા શાંત સ્વરે પૂછ્યું.

"હું અહીં ગંભીર–ઘણી ગંભીર બાબતસર આવ્યો છું. બાનું! હું દિલગીર છું પણ લાચાર છું. મારે મારૂં કર્તવ્ય બજાવ્યા વગર છૂટકો નથી. બીના એમ છે કે તમારા સ્વામીપર ખૂનનું તહોમત છે."

જેમ એકાએક વિજળી પડવાથી કોઇ ચોંકી ઉઠે તેમ ચોંકીને ઇવાનોફની સ્ત્રી બોલીઃ "ખૂ–ન!"

તેના મોંમાંથી એ શબ્દ બ્હાર નીકળતાંનીવાર સઘળાજ ચોંકી

ઉઠયા. ભયંકર બોમ્બગોળો ફૂટયો હોય તેમ ભડકીને ઉભા થયા.

"માથા પર કોઇએ ભારે ફટકો માર્યો હોય અને તમ્મર આવે તેવા દેખાવે, લથડતા સ્વરે, ઇવાનોફે કહ્યું: "મારા પર શું ખૂનનો આરોપ મુકવામાં આવ્યો છે?"

"હા, છે તો એમજ" જડજે જવાબ આપ્યો.

"કોનું ખૂન!" શંકાશીલ ચ્હેરે ઇવાનોફની પત્નીએ પૂછ્યું.

"કોનું? મી૦ રીસ્કોફનું."

"રીસ્કોફનું?" ગભરાયલા સ્વરે ઇવાનોફની સ્ત્રીએ કહ્યું અને પોતાના ધણી પર અર્થસૂચક દૃષ્ટિ નાંખી. એ દૃષ્ટિ એમ દર્શાવતી હતી કે મારી સર્વ આશા અને જીવન તમારા એક બોલ પર અવલંબેલ છે."

"શું ત્યારે મી૦ રીસ્કોફ ગુજરી ગયા છે?" જાણે સ્વપ્નામાંથી એકાએક જાગૃત થયો હોય તેવા દેખાવે ઇવાનોફ બોલ્યો.

"હા. અને તમેજ તેનું ખૂન કર્યું છે. એના ખૂનનું તહોમત તમારા પર છે." જડજે જવાબ આપ્યો.

ઇવાનોફ ખડખડાટ હસી પડયો અને મોટેથી બોલ્યો "તદ્દન ખોટી વાત. એમ બને નહિ. હજી કાલે તો હું એને મળ્યો છું."

"એ વાત તો બધાને માલમ છે કે કાલે તમે મી૦ રીસ્કોફને મળવા ગયા હતા."

"હું પોતેજ કહું છું કે કાલે હું મળવા ગયો હતો."

"તમે એને મળીને ચાલી નીકળ્યા ત્યારે તેની સાથે ત્યાં કોઇ હતું નહિને?"

"તે હું કેમ કહી શકું?" કપાળ પરથી માથા પર હાથ ફેરવતાં ઇવાનોફે કહ્યું.

"તમે તેના ઘરમાંથી ચાલી નીકળ્યા પછી તરતજ મી૦ રીસ્કોફ પોતાની લાઇબ્રેરી રૂમમાં મરણ પામેલો જોવામાં આવ્યો."

આ સાંભળી ઇવાનોફની સ્ત્રીને મુર્છા આવી. સારૂં થયું કે પાસે બેઠેલામાંના એકાદ જણે તેને ઝાલી રાખી નહિ તો જમીન પર અથડાઇ માથું ફુટી ગયું હોત.

જડજને નકામો વખત ગુમાવવો એ ઠીક લાગ્યું નહિ. તેણે ગંભીર મુદ્રા ધારણ કરી, પોતાના કઠોર કર્તવ્યની શરૂઆત કરી. તેના મદદનીશો નોટબુક ઉઘાડી તૈયાર થયા. એક જણ ટૂંકાક્ષરી અક્ષરમાં અને બીજો બોલે તે પ્રમાણે અક્ષરશઃ લખવા લાગ્યો.

"તમારી પાસે રિવોલ્વર હતી કે?" જડજે પૂછ્યું.

"હા, કેમ?" ચોંકીને ઇવાનોફ બોલ્યો.

"તે રિવોલ્વર ક્યાં છે?"

"મેં—મેં—તે મારા મિત્ર રીસ્કોફને વાપરવા આપી છે."

"હં: તમારા મિત્ર રીસ્કોફને આપી છે? એમ!" બ્યંગમાં જડજે કહ્યું.

"હા, જી. મેં તેને આપી છે."

"શા માટે રિવોલ્વર તેને આપી?"

"કારણ કે તેણે તે મારી પાસેથી માગી લીધી."

"કદાચ બનવા જોગ છે." મયડાટમાં જડજે કહ્યું, "શા માટે તેણે તેને માટે માગણી કરી?"

"મને એણે એમ કહ્યું કે, 'મારે મારી જાગીર પર

જવું છે. મારી પાસે રિવોલ્વર નથી, માટે તારી રિવોલ્વર મને વાપરવા આપ.'"

"વારૂ, એ તો ઠીક પણ તમે તમારા મિત્રને ત્યાં રિવોલ્વરને લઇને શા માટે ગયા હતા ?"

એટલું કહી તીણી નજરે જડજે ઇવાનોફની સામું જોયું. ઇવાનોફનો ચ્હેરો સફેદ પૂણી જેવો થઇ ગયો હતો. ઇવાનોફની પત્ની પણ પોતાના સ્વામી ભણી ટગરટગર જોઇ રહી અને શો જવાબ આપે છે તેની આતુરતાથી રાહ જોવા લાગી. તેનો ગભરાટ તેના મ્હોં પર સ્પષ્ટ જણાતો હતો. તેની છાતી ધડક ધડક થતી હતી. તેનું હૈયું ભડભડ બળતું હતું. તેની આવી સ્થિતિ જોઇ તેને ધીરજ આપવા ઇવાનોફના મિત્ર તેની પાસે ગયા પણ તેણે હિંમત ધરી આડા હાથ કરીને સર્વને શાંત બેસી રહેવા કહ્યું અને પોતાનો ધણી શો જવાબ આપે છે તેની રાહ જોવા લાગી.

જડજે ગુસ્સામાં કહ્યું, "શા માટે રિવોલ્વર લઇને રીરકોફને ત્યાં ગયા હતા તેનો જવાબ આપો."

ઇવાનોફ કાષ્ટના પૂતળાની માફક ચુપચાપ ઉભો રહ્યો. જડજે પોતાનો મિજાજ ખોયો અને કડક સ્વરે કહ્યું: "હું ફરીથી પુછું છું કે શા માટે રિવોલ્વર સાથે લઇ તમે તમારા મિત્રને ત્યાં ગયા હતા ? જલ્દી જવાબ આપો."

ઇવાનોફનું શરીર થરથર ધ્રુજતું હતું. તેણે બેબાકળી આંખે, તે ઓરડામાં નજર ફેરવી. પોતાની પ્રિયતમા પત્નીની હાલત જોઈ, તેનું દિલ તૂટી ગયું. તે હિંમત હારી ગયો. તે રડી પડયો અને ગળગળા સ્વરે બોલ્યો: "હું મારા મીત્રને ત્યાં

નાણુાંની મદદ માગવા ગયો હતો. મારી એટલી કફોડી સ્થિતિ હતી કે જો મને નાણુાંની મદદ ન મળે તો મેં ગોળીબાર કરી મારો જીવ આપવાનો–આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો હતો.”

“કે તમારા મિત્રનો પ્રાણુ લેવાનો નિશ્ચય કર્યો હતો, નહિ વારૂ ?” જડજે કટાક્ષમાં કહ્યું.

“નહિ–કદાપિ નહિ. હું પરમેશ્વરના સોગન ખાઇને કહું છું કે એવો દુષ્ટ વિચાર મારા મનમાં આવ્યો ન હતો. હું શા માટે એવું અઘોર પાપ વ્હોરૂં ?”

“વારૂ, તે ગમે તેમ હોય, પણુ એટલું તો ચોક્કસ છે કે તમારી રિવોલ્વરથી મી. રીસ્કોફનું ખુન કરવામાં આવ્યું છે, તેમાંથીજ ગોળી છુટેલી છે.” એટલું કહી તેણે તે રિવોલ્વર કાઢી અને ઇવાનોફ ભણી ધરી કહ્યું, “આ રહી તે રિવોલ્વર. હ્યો ઓળખી હ્યો.”

“તે મારી છે.”

“તમારા નામના અક્ષરો તેના પર કોતરેલા છે. આ રિવોલ્વર તેની ઓરડીમાંથી મળી આવી છે. રીસ્કોફના માથાના પાછલા ભાગ પર ગોળીનો ઘા થયેલો છે, એટલે તેનો ખુની તેની પછાડી હોવો જોઇએ.”

જડજની વાત સાંભળી સઘળાને કમકમાટી છુટી, પણુ એકજ જણુને તેમ થયું નહિ. તે ઇવાનોફની પત્ની હતી. તે પત્થરના પૂતળાની માફક સ્થિર દષ્ટિથી તેના સ્વામીની ભણી જોઇ રહી હતી.

“તમારી પાસે ત્યારે કંઇ નાણું છે કે ?” જડજે પૂછ્યું.

"હા, જી છે."

"રોકડા કે નોટો છે?"

"નોટો છે." ઇવાનોફે કહ્યું.

"મને બતાવો તો, વારૂ."

ઇવાનોફે પોતાના અંદરના ખિસ્સામાંથી એક પાકીટ કાઢયું. તે પાકીટમાંથી નોટોની ચોડો કાઢી, અને જડજને આપી. જડજે પોતાની નોંધબુક કાઢી અને તેમાં કંઈ નોંધ લીધી હતી. તે જોઇ નોટોના નંબર જોવા લાગ્યો. કેટલીકવાર એમ જોઇ રહ્યા પછી બોલ્યો:

"આથી વધારે બીજો સજ્જડ શો પુરાવો જોઇએ? રીસ્કોફે પોતાની બેન્કમાંથી નાણાં મંગાવ્યાં હતાં. બેન્કે અમુક નંબરથી અમુક નંબર સુધીની નોટો મોકલી આપી હતી. આ એમાંનીજ નોટો છે."

ઇવાનોફની પત્ની બેબાકળી બની ગઇ. તેના પગતળે જાણે જમીન ફરતી હોય તેમ તેને જણાવા લાગ્યું. તે તમ્મર ખાઇને પડશે એવી ત્યાં હાજર રહેલાને ધાસ્તી લાગી અને કેટલાક જણ તેની મદદે દોડયા. તે ક્ષણમાં આત્મસંવરણ કરી બોલી:

"વ્હાલા વાસીલો, આ બધાનો અર્થ શો?"

"એજ કે કંઈ ગંભીર ભૂલ્ય કે ગંભીર ઘોટાળો લાગે છે."

"ઇશ્વર કરે ને તેમ થાય, પણ મને જ્યારે તમારા મિત્રનો જવાબ યાદ આવે છે; ત્યારે મારૂં હૈયું તુટીને કકડા થઈ જાય છે. તે ઉપરાંત આ બધી બીના, તમારા મિત્રનું ખૂન, તમારી રિવોલ્વરનું ત્યાં મળી આવવું, તેણે જે નાણાં મંગાવ્યાં હતાં

તેમાંની નોટો તમારી પાસે નીકળવી, એ બધાંનું શું પરિણામ આવશે ? ઓ દયાળુ દેવ ! " એટલું કહી તેણે ધ્રુસ્કો મુકયો, અને ધબ લઇ જમીન પર પડી.

આ દયાજનક દેખાવથી લેશ પણ અસર ન થઇ હોય તેમ જડજે શાંતપણે સવાલ પૂછવાનું ચાલું રાખ્યું.

" ત્યારે તમારા મિત્રે તમને કાગળ લખ્યો હતો ? "

" હા " જડભરતની પેઠે ઇવાનોફે જવાબ આપ્યો.

" કયાં છે તે કાગળ ? "

" મારી સાથે આવો. હું તમને તે કાઢી આપું. "

જડજે સિપાઈઓને ઇસારત કરી. ઇવાનોફની જમણી પડખે એક સિપાઈ અને ડાબી પડખે બીજો સિપાઇ ઉભો રહ્યો. આ પ્રમાણે તેઓ ઇવાનોફની સાથે તેના દિવાનખાનામાં ગયા. ઇવાનોફે કબાટ ઉઘાડી ખાનામાંથી રીરકોફનો લખેલો કાગળ કાઢયો અને જડજના હાથમાં મૂકયો. એ કાગળ આ વાર્તાના વાંચનારાઓએ જોયો છે. જડજે તે કાગળ વાંચ્યો અને વાંચી રહ્યા પછી કહ્યું:

" આ કાગળનો મજકુર તો તમારી વિરૂધ્ધ જાય છે. કહોની કે તમારા વિરૂધ્ધ આ સજ્જડ પુરાવો છે. વાત છુપાવવામાં હવે માલ નથી. જે હોય તે સાચે સાચું કહી નાખો. "

" મેં જુઠું કહ્યુંજ નથી. ઇશ્વર સાક્ષી છે હું નિર્દોષ છું."

" બધા ગુન્હેગારો પહેલવહેલાં તો એમજ કહે છે. પોતાને નિર્દોષ માને છે. પણ પાછળથી સઘળું કબુલ કરે છે. તમે પણ પાછળથી તેમ કરશો. ગમે તેમ મારે મારી ફરજ બજાવવી જોઇએ. હું તમને રીરકોફના ખૂનના તહોમત માટે કેદ કરું

છું. સિપાઇઓ, એને હાથકડી નાંખો અને લઇ ચાલો."

સિપાઇઓએ ઇવાનોફને હાથકડી નાંખી. ઇવાનોફે બે ત્રણ કાગળ લખવા દેવા માટે માગણી કરી, પણ તેની માગણીનો સ્વીકાર થયો નહિ. તેની સ્ત્રીને પણ મળવા દીધા વગર તેને જેલમાં લઈ ગયા. જ્યાં તેને ફરીથી પ્રશ્નો પુછવામાં આવ્યા. જેલના અધિકારીને જડજે પોતાનો Proces verbal તપાસનો રીપોર્ટ આપ્યો. બાદમાં ઇવાનોફને કાચી જેલમાં એકાંત કોટડીમાં પુરવામાં આવ્યો. રૂશિયામાં ગુન્હેગારને પોલીસ તપાસ કરી રહે ત્યાં સુધી કેદ રાખવામાં આવે છે. કેટલીક વાર તો કેદીને કે તહોમતવાળા આસામીને એવી અંધારી કોટડીમાં ગોંધી રાખવામાં આવે છે કે તે ત્રાસીને પોતાનો ગુન્હો કબુલ કરે છે.

ઇવાનોફની વિરૂધ્ધ પુરાવો મજબુત હતો. લોકવાયકા પણ તેની વિરૂધ્ધજ હતી. રીસ્કોફે પોતાના કાગળમાં નાણાં આપવા ના પાડી હતી. તે કાગળ લખ્યાને ૩૬ કલાક નહિ થયા હોય તેટલામાં તેનું ખૂન થયું હતું. જે દિવસે ખૂન થયું, તે દિવસે તેણે તેની બેન્કમાંથી નાણાંની મોટી રકમ મંગાવી હતી. જે નોટો તેણે બેન્કમાંથી મંગાવી હતી, તેમાંની કેટલીક નોટો ઇવાનોફ પાસેથી મળી આવી હતી, તેજ દિવસે ઇવાનોફ તેને મળવા ગયો હતો, અને ઇવાનોફની રિવોલ્વરથીજ તેનું ખૂન થયું હતું. આથી એમ અનુમાન સહેજ થઇ શકતું હતું કે ઇવાનોફને રીસ્કોફે નાણાં આપવાની ના પાડી હશે અને તેથી તેણે આવેશમાં તેનું ખૂન કર્યું હોવું જોઇએ. ખૂન કર્યા પછી તે નોટો લઇ ઘેર ભાગી આવ્યો હોવો જોઇએ.

લોકોમાં ઘણા પ્રકારની ગપ ચાલતી હતી. ઇવાનોફ અને રીરકોફની મૈત્રિ, બન્ને વચ્ચે અણબનાવનું કારણ, ઇવાનોફનો કલ્પનાપ્રિય સ્વભાવ, તેની કળા પ્રત્યે મમતા, મેરીઆ જેવી સ્વરૂપવાન સુંદરી સાથે લગ્ન, બન્નેની પ્રણયલીલા, વગેરે વાતો ચર્ચાતી હતી અને લોકો તરેહ તરેહના અનુમાન કરતા હતા.

ઇવાનોફની પત્નીની સ્થિતિ પણ ઘણી વિચિત્ર હતી. કેટલાક તો તેનોજ દોષ કાઢતા હતા. તેઓ એમ કહેતા હતા કે તેને એવા ફક્કડ માણસ સાથે પરણવું જોઇતું ન હતું. ઇવાનોફ ભલે કળાકાર હો પણ વ્યવહારજ્ઞાન તો તેનામાં ન હતું. એવાને પરણીને એણે શું લ્હાણુ કાઢયું? એમ સર્વ જણ તેનો દોષ કાઢતા હતા.

ગમે તેમ પણ મેરીઆ સુશિક્ષિત સ્ત્રી હતી. તે રૂપવાન હતી, એટલુંજ નહિ, પણ ગુણવાન હતી અને તેને પોતાના સ્વામીના નિર્દોષપણા માટે વિશ્વાસ હતો. તે સારી રીતે સમજતી હતી કે:

"મૈં વહ નહીં કે 'તુમ હો કહીં ઔર કહીં હૂં મૈં'
મૈં હૂં તુમ્હારા સાયા જહાં તુમ વહીં હૂં મૈં" *

તેનું પ્રથમ કર્તવ્ય તેના સ્વામીને સહાય કરવાનું હતું. આને માટે તેણે તૈયારી કરવા માંડી. લોકોની નિંદાની તેણે પરવા કરી નહિ. પ્રથમ તો તેણે પોતાના સ્વામીને મળી જોવાનો નિશ્ચય કર્યો. આને માટે જેલના વડા અધિકારીની નહિ, પણ

* હું તમારાથી જુદી રહેવાવાળી નથી. તમે કહી અને હું કહી, એવી નથી હું તો તમારી છાયાની માફક સાથે રહેવાવાળી છું.

દેશના મંત્રીની મંજૂરીની જરૂર હતી. મંત્રી અને તે પણ રૂશિયા જેવા દેશનો, એટલે પુછવું શું ? તે અધિકારીએ પહેલાં તો તેની અરજ મંજુર કરી નહિ. તેણે આખરે તેને મળી, ઘુંટણે પડી પ્રાર્થના કરી, જોઇતી રજા મેળવી. રજા માત્ર અડધા કલાક સુધી મળવા દેવાની હતી.

પોતાના સ્વામીને મળવાની રજાચીઠી લઈ તે જેલમાં ગઇ. સિપાઈ તેને તેના સ્વામીની કોટડી પાસે લઇ ગયો. ત્યાં જઇ તેણે જે દેખાવ જોયો તે જોતાંજ તે છળી પડી.

ઇવાનોફનો મ્હેરો ઓળખાય તેવો નહતો. મેલાં ગંદા કપડાં, હાથમાં બેડી, માથાના વધી ગયેલા વાળ અને દાઢી. ફિકર અને સતામણીથી લેવાઈ ગયેલું મ્હોં, ફાટી બેબાકળી આંખો જોઈ તેનું હૈયું ફાટી પડયું. ખરેખર તે સ્થાન પણ તેવુંજ હતું. રૂશિયાના જેલખાના કમકમાટી ઉપજાવે તેવાં હતાં તે કોણ જાણતું નથી ? અંધારી કોટડી, જ્યાં સૂર્યના કિરણને પણ પેસવાને સ્થાન ન મળે ! તે ઉપરાંત દુર્ગંધ અને ભેજવાળી જગા, વંદા કંસારીનો વાસ, જ્યાં કેવળ નિરવતા, એવી એકાંત કોટડીમાં રહી ભલભલાનાં દિલ તૂટી જાય તો એક કોમળ કાયાવાળા માણસનું શું ગજું ? ઇવાનોફ એક અઠવાડિયામાં એવો તો બદલાઇ ગયો હતો કે દશ વર્ષનો વધારો તેની ઉંમરમાં જણાતો હતો. વાળ પણ સફેદ થઇ ગયા હતા. તેને પોતાના સ્વામીની સ્થિતિ જોઈ રડવું આવ્યું. જો લોઢાના સળીઆ ન હોત તો તે પોતાના સ્વામીને ભેટી પડી હોત. ઇવાનોફ થોડી વાર તો તેની સ્હામું ગાંડાની માફક જોઇ રહ્યો. પછી જ્યારે તેણે પોતાની

પ્રિયતમાને ઓળખી, ત્યારે બબડવા લાગ્યો કે: "હું તદ્દન નિર્દોષ છું. મેં કોઇનું ખૂન કર્યું નથી. હું પરમાત્માના સોગન ખાઇને કહું છું કે મેં મારા હાથ લોહીથી ખરડયા નથી. વ્હાલી! તું ગમે તેમ કરી મને બચાવજે. જો આમાંથી મારો છુટકારો નહિ થાય તો હું ગાંડો થઇ જઇશ."

ઇવાનોફની સ્ત્રીની સ્થિતિ ઘણીજ વિચિત્ર હતી. શું કરવું, તેની તેને સુઝ પડતી નહિ. તેને પોતાના સ્વામીનો બોલ સાચો છે એમ લાગતું હતું, પરંતુ, તેની નિર્દોષિતા સાબીત કરવાને માટે પ્રમાણ નહતું. તેની માનસિક યાતના એટલી હદ સુધી વધી ગઈ કે તેને પોતાને એમ લાગવા માંડયું, કે હું પણ દિવાની બની જઇશ. જેને જઈ તે પોતાના વિતર્કોની વાત કહેતી હતી તેઓ સર્વ એમ કહેતા હતા કે; "હવે પ્રયત્ન કરવો નકામો છે. એને નિર્દોષ સાબીત કરવો, એ બને એમ નથી." આટલું છતાં તે નિરાશ ન થઇ. તેણે બીજા કોઇની પાસે જઇ શું કરવું તે તે સંબંધી સલાહ માંગી. તે માણસે કહ્યું, "તમારૂં કામ તો કોઇ અશક્ય વાતને શક્ય કરી બતાવવા જેવું છે. એવા અશક્ય કામને શક્ય કરી બતાવે તેવો તો એકજ માણસ રૂશિયામાં છે અને તે માઇકલ ડેનીવીચ. તેની પાસે જઇ તેની સલાહ લ્યો. જો કંઇ બની શકે તો તેનાથીજ બની શકશે. બીજાથી નહિ."

કહેનારે ભાગ્યેજ ધાર્યું હતું કે મેરીઆ ડેનીવીચની સલાહ લેવા જશે, પણ બન્યું એવું કે તે ડેનીવીચની પાસે દોડી ગઈ. તેણે પોતાના ધણી પર ગુજરેલી સર્વ હકિકત અથેતિ વાર ડેનીવીચને

કહી સંભળાવી. તે બાઈનો પોતાના સ્વામીપ્રત્યેનો ભક્તિભાવ, તેની લાગણી, વિનય અને સૌંદર્યથી મુગ્ધ થઈ, ડેનીવીચે તે કેસ પર વિચાર કરી જોવા કબુલ કર્યું અને એક અઠવાડિયા પછી મળવા જણાવ્યું. એક અઠવાડિયા બાદ મેરીઆ તેને મળવા ગઈ. ડેનીવીચે તેને આવકાર આપી એક ખુરશી પર બેસવા કહ્યું. મેરીઆ ખુરશી પર બેઠી, બાદમાં ડેનીવીચે કહ્યું:

"કેસમાં એક બાબત એવી છે કે જેથી ગુન્હેગારની સામે મુકાયલા સર્વ આરોપ નબળા પડી જાય છે; પણ તે તરફ કોઈનું લક્ષ ગયું નથી. એ એક અજાયબ જેવી વાત છે."

"તે કયી બાબત?" આશા અને હર્ષના આવેશમાં મેરીઆએ પૂછ્યું.

"જે દિવસે રીસ્કોફનું ખૂન થયું તે દિવસે તેણે પોતાની બેન્કમાંથી ૫૦૦૦ હજાર રૂપિયા મંગાવ્યા હતા. આમાંથી તમારા સ્વામી પાસે બે હજારની રકમ આવી. ઘરની ઝડતી લેતાં પણ એથી વધારે પાઈ પણ નીકળી નહિ, એ શું?"

"હં! ખરી વાત, પણ પછી?"

"એજ કે ત્યારે બાકીના ત્રણ હજારની રકમ ગઈ કયાં? એ રકમનું શું થયું, તે હું જાણવા માગું છું."

જાણે કોઈએ તેના મૃત પ્રાણમાં અમૃત સિંચ્યું હોય તેમ મેરીઆને થયું. તે શાંતવૃત્તિથી ડેનીવીચની ભણી જોઈ રહી. ડેનીવીચ વિચારમાં હોય તેમ બેસી રહ્યો. તેની અવસ્થા કોઈ સ્વપ્નવત્ માણસના જેવી હતી. મેરીઆથી આ જોઈ રહેવાયું નહિ. તેણે પુછ્યું:

"આપ એ પરથી શું અનુમાન કરો છો?"

"એજ અનુમાન કે તમારા સ્વામી કહે છે તેમ તેઓ તદ્દન નિર્દોષ લાગે છે."

મેરીઆની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાં. તેણે બે હાથવડે પોતાનું મ્હોં ઢાંકી દીધું અને ઇશ્વરનો આભાર માન્યો. પછી તેણે વિનયનમ્ર સ્વરે પોતાના ધણીને આ આફતમાંથી ઉગારી લેવા ડેનીવીચને આજીજી કરી. ડેનીવીચે તેને ધીરજ આપી કહ્યું:

"મારાથી બનતો પ્રયત્ન હું કરીશ. જય આપવો એ ઇશ્વરના હાથમાં છે."

મેરીઆ તેનો ઉપકાર માની ત્યાંથી ચાલી ગઇ. એ ઘણી નવાઈની વાત હતી કે તપાસ કરનાર જડજને પણ ખ્યાલ આવ્યો નહિ કે બાકીનાં નાણાંની રકમનું શું થયું? પોલીસ તો એમજ માનતી હતી કે ઇવાનોફનો ગુન્હો સાબીત કરવા માટે મજબૂત પુરાવો છે, અને શક જેવું કંઇ છેજ નહિ. થોડા દિવસ પછી ડેનીવીચે ઇવાનોફની પાસે બીજા નાણાં કે રીસ્કોફના નાણામાંની નોટો હતી કે નહિ, તેની તપાસ કરી. તપાસમાં તેને જણાયું કે બે હજાર જે તેણે રીસ્કોફ પાસેથી લીધા હતા તેથી એક પાઇ પણ વધારે નહતી. આ નાણાંનો મોટો ભાગ તો તેણે તેના માગનારાઓને આપી દીધો હતો.

જ્યારે લોકોને એમ ખબર પડી કે ડેનીવીચે કેસ હાથમાં લીધો છે, અને બાકીની ત્રણ હજારની રકમ કયાં ગઇ, તેની તે શોધમાં છે, ત્યારે લોક લાગણી ઇવાનોફની તરફેણમાં ફેરવાઇ. ઘણાક એમ પણ કહેવા લાગ્યા કે "જો ઇવાનોફે પૈસાને માટેજ

ખૂન કર્યું હોય તો તે બે હજારની રકમ લે અને ત્રણ હજાર રહેવા દે એમ કેમ બને ?"

જ્યારે પોલીસને આ વાતની ખબર પડી ત્યારે, ઇવાનોફ તેમના સપાટામાંથી છટકે નહિ તેને માટે યત્ન કરવા લાગ્યા. ડેનીનીચની ખ્યાતિથી તેઓ વાકેફગાર હતા, તેથી તેઓએ ઇવા-નોફ પાસેથી યકરારનામું બળજોરથી કરાવવા નિશ્ચય કર્યો; કારણ કે અત્યાર સુધી બ્હાર આવ્યો હતો તેથી વધુ પુરાવો પોલિસને મળવો શકય નહોતો.

બહાર વાત ફેલાઈ કે ઇવાનોફે પોતાના ગુન્હાનો યકરાર કર્યો છે, પછી પુછવું શું ? આખરે કોર્ટમાં તેનો કેસ આવ્યો. જે દિવસે કેસની સુનાવણી હતી તે દિવસે કોર્ટમાં ભારે ઠઠ જામી હતી. સઘળા લોકોને કોર્ટમાં બેસવા પૂરતી જગા પણ નહતી. જ્યારે ઈવાનોફને બેડી ઘાલેલી હાલતમાં કોર્ટમાં લાવવામાં આવ્યો, ત્યારે સઘળાની નજર તેના પર હતી. તેના લાંબા વધી ગયેલા કેશ, સુકાઈ ગયેલું શરીર, બેસી ગયેલા ગાલ. દિવાના જેવી મનની હાલત જોઇ, ઘણાને તેની દયા આવી. જ્યારે કેટ-લાકને એમ પણ લાગ્યું કે, જે માણસે તેના એક મિત્રનું ખૂન કર્યું છે અને તે પણ નજીવી પૈસાની રકમને માટે, તેના આ હાલ થાય એમાં નવાઈ શી છે ? ફરિયાદપક્ષનું કામ ઘણું સરળ હતું. સરકારી વકિલ ઉભો થયો. તેણે ધામધુમથી ઇવાનોફે રીરકોફ પર લખેલો કાગળ વાંચ્યો. કાગળના મજ-કુર પર ન્યાયાધિશનું ધ્યાન ખેંચ્યું. પૈસા આપવાની ના કહેવા છતાં ઇવાનોફનું ત્યાં જવું, અને તે પણ ભરેલી પીસ્તોલ સાથે

એ શા માટે હતું? તેમાં કંઇ હેતુ હતો કે નહિ? એમ શંકા કરી.

"જે નોટો શીરફોફે બેન્કમાંથી મંગાવી હતી તે નોટોમાંથી થોડી નોટો ઇવાનોફ પાસેથી મળી આવી છે. ગૃહસ્થો, આ બધું શું બતાવે છે? એજ કે ઇવાનોફ પૈસા લેવા ગયો. તેના મિત્રે ના કહી અને આવેશમાં તેણે તેને ઠાર કર્યા બાદ પૈસા લઇ ઘેર ચાલી ગયો. પણ ઇશ્વરનું કરવું કે જે હથિયાર વડે તેણે તેનું ખૂન કર્યું તે ત્યાંજ રાખીને આવ્યો."

બેરીસ્ટરે પોતાના કથનની પુષ્ટિમાં જણાવ્યું કે "ઇવાનોફ કેળવાયલો માણસ છે ખરો પરંતુ, તેના વિચાર સમાજને હાની-કારક નિહિલિસ્ટોના જેવા છે. તેણે તે વિચારોને જાહેરમાં જણાવતાં આંચકો ખાધો નથી. આવા વિચારનો માણસ આવું કામ કરે તેમાં નવાઇ શી છે? તેણેજ એક વખતે કહ્યું હતું કે "જ્યારે ગરીબો ભુખે મરે છે ત્યારે શ્રીમંતો નકામા નાણાંનો અસ-દ્વ્યય કરી એશઆરામ ઉડાવે છે. હું એ શ્રીમંતોનું લોહી પીશ."

આ પ્રમાણે બેરીસ્ટરનું ભાષણ થયું અને સઘળાના મન પર એમ બેસી ગયું કે ઇવાનોફે પૈસા માટે ખુન કર્યું હશે. એ ભાષણ પુરૂં થયા પછી બચાવપક્ષ તરફનો બેરીસ્ટર ઉભો થયો. તેણે પોતાનો ઝભ્ભો ઠીક કરી કહ્યું: "હું મારા કુળને માટે આપ નામદાર પાસે અરજ ગુજારૂં છું કે આપ નામદાર મારા કુળને છોડી મુકો અથવા તો આ કેસની મુદત નાખો. એમ અરજ કરતાં મારે આપ નામદારને જણાવવું જોઇએ કે મારા કુળ વિરૂધ્ધ પૂરતો પૂરાવો પડયો નથી. મર-

નાર મી. રીસ્કોફે પોતાની બેન્કમાંથી પાંચ હજાર રૂપિયા મંગાવ્યા હતા અને આમાંના બે હજાર રૂપિયાજ ફક્ત મારા કુળ પાસેથી મળી આવ્યા છે. બાકીના ત્રણ હજાર રૂપિયા ગયા ક્યાં? આ ત્રણ હજાર રૂપિયામાંથી થોડી રકમ તો અમને એક શકમંદ માણસ પાસેથી મળી આવી છે અને છુપી પોલીસને બાહોશ અમલદાર બીજાની તપાસ કરી, આપની સમક્ષ હકીકત રજૂ કરશે."

બચાવ પક્ષના વકિલના ભાષણે કોર્ટમાં ભારે સનસનાટો ઉત્પન્ન કર્યો. બાકીના નાણાનો મળેલો પત્તો, વધુ વિગત મળવાની ખાત્રી, ખૂની બીજો હોવાનો સંભવ, એ જાણી ઘણા ખરા વિસ્મય પામ્યા. ભાષણની અસર માત્ર ઇવાનોફપર થઇ નહિ, કારણ કે તેનું મગજ ઠેકાણે નહતું. ન્યાયાધિશે જ્યુરીની સાથે મસલત કરી. જડજે પૂછ્યું કે, "ડેનીવીચે આ કેસ હાથમાં લીધો છે, એ શું ખરી વાત છે?" ન્યાયાધિશને જણાવવામાં આવ્યું કે તે પ્રખ્યાત ડીટેકટીવેજ બાકીની થોડી નોટાનો પત્તો મેળવ્યો છે. આપરથી ન્યાયાધિશે તે દહાડે કેસને મુલત્વી રાખ્યો અને પખવાડિયાની મુદત નાંખી.

જ્યારે ઇવાનોફનો કેસ કોર્ટમાં નીકળ્યો ત્યારે ઇવાનોફની પત્ની કોર્ટમાં હાજર થઈ નહતી. તેની તબિયત એટલી બધી લેવાઇ ગઇ હતી કે કોર્ટમાં જવું તેનાથી બની શકે તેમ નહતું. કેસ નીકળવાની અગાઉ બે દિવસ પહેલાં ડેનીવીચ તેને ત્યાં ગયો હતો અને આશ્વાસન આપ્યું હતું કે ઇવાનોફ ઇશ્વર કૃપાથી નિર્દોષ ઠરી છૂટી જશે. ઇવાનોફની સ્ત્રીએ કહ્યું: "પણ લોકો

કહે છે કે એમણે ગુન્હો કબુલ કર્યો છે ને?"

"કેદીએ પોલીસ પાસે કરેલો યકરાર કોર્ટ બ્હાલ રાખે નહિ. ઘણી વાર પોલીસ જોર જુલ્મથી ગુન્હાની કબુલાત કરાવે છે, એ કોણ નથી જાણતું!"

"ઇશ્વર કરે ને તમારૂં કહેવું ખરૂં પડે." મેરીઆ બોલી."

પછી ઇવાનોફે ટૂંકમાં કેસની થોડી હકિકત જણાવી: "જ્યારે મેં તમારી વાત સાંભળી અને કેસ હાથમાં લીધો ત્યારે ત્રણ હજારની રકમ કયાં ગઇ તેને માટે શંકા થઈ. વાત એમ બનેલી કે રીસ્કોફે ગુસ્સામાં આવી મદદ આપવાની ના પાડી અને તેથી તેવી મતલબનો કાગળ લખ્યો, પણ જ્યારે તમારો ધણી તેને જાતે જઇને મળ્યો, ત્યારે તેનો ગુસ્સો ઉતરી ગયો. તેને મદદ કરવાનો વિચાર પાછળથી થયો હતો અને બે હજાર રૂપિયા મોકલાવત પણ ઈવાનોફ ત્યાં જઇ ચડયો એટલે તેણે તે રકમ તેને આપી. ઇવાનોફે તેની પહોંચ પણ લખી આપી. પછી રીસ્કોફ બંદુક વેચનારને ત્યાં જવા નીકળ્યો. પણ સારા ભાગ્યે કે ખોટા ભાગ્યે ઇવાનોફ પાસે તેની પોતાની રિવોલ્વર હતી, તે તેણે રીસ્કોફને આપી અને ઘેર ચાલી આવ્યો. બાદ શું બન્યું તે હું થોડા સમયમાં શોધી કાઢીશ. તમારે હિંમત હારવી નહિ."

મેરીઆએ તેનો આભાર માન્યો. ડેનીવીચ ત્યાંથી ચાલી નીકળ્યો.

ડેનીવીચે વિચાર કર્યો કે જો ઇવાનોફનું કથન સત્ય હોય તો, નાણાની બાબત, એ બન્ને મિત્રો સિવાય ત્રીજા કોઇને ખબર હોવી જોઇએ અને તેણે તકનો લાભ લઇ, બાકીની રકમ

માટે રીસ્કોફનું ખૂન કર્યું હોવું જોઇએ. આ સિધ્ધાંતપર ડેનીવીચે પોતાની તપાસ શરૂ કરી. રીસ્કોફ પરણેલો માણસ નહતો. તે કુંવારી જીંદગી ગુજારતો હતો. ઘરનું કામકાજ બે દાસીઓ અને એક નોકર સંભાળતાં હતાં. જે દિવસે ખૂન થયું તે દિવસે નોકર કામકાજ માટે ચાલી ગયો હતો. ઘરમાં બે નોકડીરઓ હતી. તેમાં એક તો ઘણી જૂની હતી. તેણે રીસ્કોફને નાનપણથી ઉછેરી મોટો કર્યો હતો. તે ઘરના માણસ જેવી હતી. બીજી હતી તે અરાઢ વર્ષની જુવાન છોકરી હતી. તેનું નામ ઓલ્ગા હતું. જે દિવસે ખૂન થયું તે દિવસે વૃધ્ધ દાસી બિમાર હતી. પગે કાંચ વાગ્યો હતો અને તેનાથી ચલાતું નહતું. ઓલ્ગાને માથે કામનો બોજો તે દિવસે હતો. ઓલ્ગાનું કહેવું નીચે મુજબનું હતું.

"પ્રથમ ઇવાનોફ આવ્યો. તેની સાથે મારા શેઠ બ્હાર ગયા. જતાં જતાં કહેતા ગયા કે 'હું બેન્કમાં પૈસા લેવા જાઉં છું.' કલાકેક પછી પાછા આવ્યા. પાછા આવ્યા પછી અડધો કલાક થયો હશે ને મી૰ ઇવાનોફ ચાલી ગયા. ખૂન થયાની હકિકત તો નોકર બજારથી સામાન લઇને આવ્યો; ત્યારે હું શેઠને પુછવા ગઇ કે, 'રસોઇ કેટલા જણની કરવી છે?' ત્યારે ઓરડીમાં જઇને જોઉં તો શેઠને મુએલા જોયા."

ઓલ્ગાની આ હકિકત જાણ્યા પછી ડેનીવીચ એકવાર તે વૃધ્ધ દાસીને મળ્યો અને ઓલ્ગા સંબંધી ચોકસી કરી. તેણે પૂછ્યું કે, "ઓલ્ગા ચાલ ચલગતની કેવી છે?"

"અમને તો તેને માટે કદિ ફરિયાદ કરવાનું કારણ મળ્યું

નથી.”

“તે પરણવાની છે કે? તેનો ભાવિ ભરથાર કોઈવાર તેને મળવા માટે આવે છે ખરો?”

“ના, ભાઈ. અમારી જાણમાં તો તેવો કોઈ માણસ આવતો કરતો નથી.”

“બીજું કોઈ તેને મળવા કરવા આવે છે ખરૂ?”

“હા, ખૂનના પહેલે દહાડે તેનો ભાઈ તેને મળવા આવ્યો હતો. તેનું નામ આંકે છે. તે લશ્કરી ખાતામાં નોકર છે. કોન્સ્ટાન્ડમાં લશ્કરી થાણામાં રહે છે. તે સિપાઈ છે. રજાપર હોવાથી સેંટપીટર્સબર્ગ જતો હતો. ત્યાંથી તે તેના માબાપને મળવા ગયો. તેના માબાપ લેન્ડોનીમાં રહે છે. લેન્ડોની કહે છે કે સેંટપીટર્સબર્ગની ઉત્તરમાં છે. લાડોગાનું સરોવર છે ત્યાં એટલામાં તે ગામ છે.”

“અહીં કેટલા દિવસ રહ્યો હતો?”

“તે ખબર નથી. ખૂનને પહેલે દિવસે અહીં હતો.”

“ખૂનને દહાડે તે હતો કે નહિ?”

“તે શી રીતે કહેવાય? હોય પણ ખરો અને ન પણ હોય?”

ડેનીવીચને તપાસ કરતાં માલમ પડયું કે ઓલ્ગાનો સિપાઈ ભાઈ, જે દિવસે ખૂન થયું હતું તે રાતે પોતાની બ્હેનને ત્યાંથી પોતાને ગામ જવા નીકળ્યો હતો. ડેનીવીચ તેને ગામ ગયો. ત્યાં જઈ તપાસ કરતાં માલમ પડયું કે સિપાઈ બચ્ચા તો પોતાની રજા પુરી થવાથી કોન્સ્ટાન્ડ ચાલી ગયા હતા. પણ ડેનીવીચને

ત્યાં બીજી કેટલીક હકિકત જાણુવાને મળી. તે જુવાનના માબાપ ખેડુત હતાં. ગરીબ સ્થિતિનાં હતાં. અજાયબીની વાત એ હતી કે તેઓની પાસે પૈસા આવ્યા હોય એમ જણાતું હતું. તેઓએ નજીકના ગામના મેળામાં જઇ, બે સારી ગાયો અને એક ઘોડો ખરીદ કર્યો હતો. એક નાના ગામમાં એક ખેડુત બે ગાયો અને એક ઘોડો ખરીદ કરે એ ઘણા જણને નવાઇ લાગે તેવું હતું. આ પૈસા આવ્યા કયાંથી? લોકવાયકા એવી હતી કે ખેડુતના છોકરાએ નાણાંની જોગવાઈ કરી આપી હતી. ડેનીવીચને તપાસ કરતાં એમ માલમ પડી આવ્યું કે આ ઉપરાંત આન્ડ્રેનો પિતા, વાઈઝમેન નામના એક ખેડુત પાસેથી ખેતર વેચાતું લેવાની ગોઠવણ કરતો હતો. વાઇઝમેન અસલ જર્મન હતો. રૂશિયામાં આવી વસ્યો હતો અને ત્યાંનોજ વતની બની ગયો હતો. તે નાણાંની ભીડમાં હતો અને ખેતર ગીરો મૂકયું હતું. આ ખેતર આન્ડ્રેનો પિતા ખરીદ કરવાની ઇચ્છા ધરાવતો હતો, અને એ ખેતરને માટે તેણે ૮૦૦ રૂપિયા બાના તરીકે આપ્યા હતા. આ નાણાં રીસ્કોફવાળાં હતાં, કારણ કે જે નોટો તેણે આપી હતી તે નોટોનો નંબર ડેનીવીચે મેળવ્યો. અને તેનો ભેદ માલમ પડયો. ડેનીવીચ તરતજ બે સિપાઇને લઇને તે ખેડુતને ત્યાં ગયો અને પુછપરછ કરી. ડેનીવીચે પુછયું કે: "આ રકમ કયાંથી મળી?"

"મારા છોકરાને નોટો જડી હતી અને તેણે તે મને આપી!"

"રસ્તામાં જડેલી વસ્તુ પોલિસને સ્વાધીન કરવી પડે છે એ ખબર નથી?"

"સાહેબ, ઇશ્વરે જ્યારે દયા કરી અમારૂં દુઃખ કાપ્યું ત્યારે અમારા જેવા રંક માણુસો હાથમાં આવેલી વસ્તુ સિપાઇને આપે અને લક્ષ્મી પાછી ઠેલે એ બનવા જોગ છે?"

"એમાંની બીજી રકમ તમારી પાસે છે કે?"

"જી, હા." એટલું કહી પેટારામાંથી બાકીની નોટો કાઢી બતાવી. બીજી રકમ થોડી ઘણી ખર્ચાઇ ગઇ હતી. છતાં રૂ. ૧૫૦૦ ની નોટો હતી.

આ નોટો લઈ ડેનીવીચ સેંટપીટર્સબર્ગ આવ્યો હતો અને તે નોટો તેણે બચાવપક્ષના વકિલને આપી હતી, જેણે તે પરથી કોર્ટને અજાયબીમાં નાખી દીધી હતી. હવે ડેનીવીચનું કામ ઓલ્ગા અને આન્ડ્રેને પકડવાનું હતું. સમન્સ લઇ તેમને પકડવામાં આવ્યાં. ઓલ્ગા ગભરાઇ પણ તેણે ગુન્હાનો સ્વીકાર કર્યો નહિ. આન્ડ્રેએ નોટો ચોરી હતી, તે કબુલ કર્યું પણ ખૂનની વાત માની નહિ. તે તો એમજ કહેવા લાગ્યો કે, 'હું નિર્દોષ છું.'

"ત્યારે રીસ્કોફનું ખૂન કોણે કર્યું?"

"હું ધારૂં છું કે ખુન ઇવાનોફે કર્યું હોવું જોઇએ. મને મારી ભાવી પત્નીએ કહ્યું કે 'શેઠનું કોઇએ ખૂન કર્યું છે. તે ઘવાઇને જમીન પર પડેલા છે. માથામાં ગોળીનો જખ્મ છે. ટેબલપર નોટોનો ચોડો છે.' આ નોટો તેણે મને લઇ લેવા કહ્યું અને નોટો લઇ હું ચાલી ગયો."

ડેનીવીચને આ વાત ખરી લાગી નહિ, કારણ કે જો ઇવાનોફે પૈસાને માટે ખૂન કર્યું હોય તો બાકીની નોટો રહેવા દઇને ચાલી જાય નહિ. બંને જણાને જેલમાં નાંખવામાં આવ્યાં.

જેલમાં તેમનાપર સખ્તાઈ ગુજારવામાં આવતી હતી. કારણુ કે રૂશિયાની જૂની જેલની વ્યવસ્થા ઘણી ખરાબ હતી. જેલની સખ્તાઇએ તેમના મનપર જાદુઇ અસર કરી. ઓલ્ગાએ નીચે મુજબ હકિકત ન્યાયાધિશ આગળ કબૂલ કરી.

"રિસ્કોફનું ખૂન થયું તે પહેલાં બે દિવસથી આન્ડ્રે આવીને ઘરમાં રહ્યો હતો. જે દિવસે ખુન થયું તે દિવસે મારા શેઠ અને ઇવાનોફ બેંકમાં જઈ પાછા આવ્યા, ત્યારે ભોજનની વ્યવવસ્થા માટે શું કરવું, તે પુછવા માટે હું તે ઓરડામાં ગઇ. ટેબલપર નોટોનાં બંડલ પડયાં હતાં. મેં રીવોલ્વર સંબંધી થતી વાત સાંભળી અને ઇવાનોફને રીવોલ્વર આપતાં જોયો. આ પરથી મારા મનમાં એમ થઇ આવ્યું કે શેઠનું ખૂન કરી, પૈસા લઈ લેવા અને ખુનનો આરોપ ઇવાનોફપર ઢોળી દેવો એ રમત છે. ઘરમાં મુશ્કેલી નડે એવું કંઇ નહતું. હું મારા ભાવી પતિ પાસે ગઈ અને તેને બધી હકિકત સમજાવી. આવી મોટી રકમ આપણા હાથમાં આવશે તો ભવિષ્યની ચિંતા ટળશે અને આપણે સુખેથી રહીશું એમ કહ્યું. તેણે મારૂં કહેવું માન્યું. હું ફરીથી મારા શેઠના ઓરડામાં ગઇ. શેઠ કાગળ લખતા હતા. મેં ટેબલ પરથી પ્યાલા અને રકાબી ઉપાડી લીધાં. તેની સાથે છાનીમાની રિવોલ્વર પણ લઇ લીધી. તે લઇને મેં આન્ડ્રેને આપી. પછી તરતજ અમે બન્ને જણા પાછા આવ્યાં. મેં ધીમેથી બારણું ઉઘાડયું. આન્ડ્રે વાંકો વળી ગુપચુપ હાથ અને ગુંટણ ટેકવી અંદર દાખલ થયો અને શેઠને ઠાર કર્યો. બાદમાં નોટો લઈ તરતજ આન્ડ્રે નાસી ગયો. અમે ધારતા હતા કે ઇવાનોફને માથે ખુનનો આરોપ આવશે, અને પુરાવો નહિ

હોવાથી સપડાશે અને જેલમાં જશે. અમે એ રકમમાંથી જમીન લઇ, ખેતી કરી બાકીના દિવસો સુખમાં ગુજારીશું. એવી અમારી ધારણા હતી. ઇવાનોફ છુટી જશે એની અમને સ્વપ્ને પણ કલ્પના નહતી. બધો પૂરાવો તેના વિરૂધ્ધ હતો તેની બંદુકથી શેઠનું ખૂન થયું હતું. અને તે ખૂન તેણે કબુલ સુધ્ધાં કર્યું હતું, એ વાતથી અમે અજાણ નહતાં. આ આધાર પર અમે અમારી બાજી રચી હતી પણ ઘણીવાર માણસનું ધારવું એક હોય છે ત્યારે ઇશ્વરની ધારણા બીજીજ હોય છે. અમે અમારી બાજીમાં ફાવ્યાં નહિ કારણ કે ઇવાનોફનું નસિબ તેજ હશે કે રૂશિયાના સહુથી બાહોશ ડિટેકટીવની તેને મદદ મળી. અને સત્ય આખરે તરી આવ્યું."

જો ડેનીવીચે આ કેસ હાથમાં ન લીધો હોત તો ગરીબ બિચારો ઇવાનોફ ફસાઇ જાત. બદમાશો પોતાની નેમમાં ફાવી જાત અને અમન ચમનમાં દિવસ ગુજારાત. કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે ઓલ્ગાએ બધી વાત વિગતવાર કબૂલ કરી. ઇવાનોફે જે રીસીટ લખી આપી હતી, તે આન્ડ્રે પાસેથી મળી આવી. ઇવાનોફ નિર્દોષ ઠર્યો. આન્ડ્રે અને ઓલ્ગાને સાઇબિરીયામાં દેશ નિકાલની સજા મળી. સત્ય છે કેઃ

કલજુગ નહિ કરજુગ હય, યહાં દિનકો દે વ રાત લે
કયા ખૂબ સોદા નકદ હય, ઇસ હાથ દે ઇસ હાથ લે.

# રીગાનો શાહસોદાગર

## વા

## શરિફ બદમાશ

---

યૂરોપના છેલ્લાં મહાન યુધ્ધે આપણને યૂરોપના ઘણા શહેરોથી વાકેફ કર્યાં છે. આ શહેરોમાં રીગા એક છે. રીગા એ રૂશિયાના ઉત્તર ભાગમાં આવેલું મહાન બંદર છે અને વેપારનું મોટું મથક છે. રીગામાં જે આયાત અને નિકાશ કરનારી મશહૂર પેઢીઓ છે, તેમાં ફર્ગ્યુસન ક્રોનીઝ એન્ડ કુઃ સહુથી મોટી છે અને દેશ પરદેશ સર્વત્ર જાણીતી છે. આ પેઢી બીજા મૂલકમાં જે માલ મોકલી આપે છે, તેમાં મુખ્ય ભાગે મીણ, સાગ, અનાજ, શણ, અને જાતજાતનાં ચામડાં છે. આ માલ એકઠો કરવા રૂશિયાના મહારાજ્યના બધા ભાગોમાં આ પેઢીની શાખાઓ પ્રસરેલી છે. આ પેઢીનો મુખ્ય વેપાર તો ઇંગ્લાંડ સાથે છે. આ પેઢી કેટલો મોટો વેપાર કરતી હશે, તેનો ખ્યાલ આપવાને એટલું કહેવું બસ્સ છે કે આ કંપની માલ એકઠો કરવાને અને પરદેશ મોકલવાને સો સો વ્હાણનો કાફલો ઉપયોગમાં લે છે અને તે સિવાય રૂશિયામાંની નદીઓમાંથી માલ આણવાને નાનાં વ્હાણો તો જૂદાં.

આ પેઢીનો મુખ્ય માલેક, જાણીતો શાહ સોદાગર ડોનાલ્ડ ફર્ગ્યુસન છે. ડોનાલ્ડ ફર્ગ્યુસન સ્કોચમેન એટલે સ્કોટલેન્ડનો છે; પરંતુ, તે આજકાલ કરતાં ચાળીસ વર્ષથી અહીં રહે છે અને તે કાયદાપૂર્વક રૂશિયાનો વતની ગણાય છે, અને તે પણ રૂશિયાને પોતાની જન્મભૂમિ સમાન લેખે છે. ડોનાલ્ડ રૂશિયામાં આવી વસ્યો હતો, એટલુંજ નહિ, પણ તેણે અહીં વસીને રૂશિયન સ્ત્રી જોડે લગ્ન કર્યાં હતાં અને આ લગ્નથી તેને કેટલાંક છોકરાં થયાં હતાં.

ડોનાલ્ડ ફર્ગ્યુસન રૂશિયાનો એક માતબર વેપારી ગણાતો હતો; મહાન શ્રીમંતોમાં તેની ગણના થતી હતી, એટલુંજ નહિ, પણ તે રીગાનો એક આગેવાન શહેરી માનવામાં આવતો હતો, અને તેણે પોતાના વતન રૂશિયાને માટે ઘણું કર્યું હતું. સખાવતનાં કામોમાં તે આગેવાનીભર્યો ભાગ લેતો હતો. રીગામાં તેણે એક મોટી ઇસ્પીતાલ બાંધી હતી; ગોદી બાંધવાને અને બંદરની ખીલવણીને માટે જંગી રકમ ખર્ચી હતીઃ એક હાઈસ્કુલ બાંધી આપી હતીઃ આમ તેની સખાવતનો ઝરો સતત વહેતો હતો. આ સિવાય ગરીબ વર્ગના ઉત્કર્ષને માટે તે હમેશાં યત્ન કરતો હતો. આવાં સખાવતનાં કામોને લીધે તેનું નામ રૂશિયાના એક છેડાથી બીજા છેડા સુધી સર્વત્ર મશહુર હતું. વેપારીઓમાં તેની મોટી શાખ હતી અને આ પેઢીની પ્રમાણિકતા પણ જાણીતી હતી.

વસંતઋતુની શરૂઆતના વખતમાં એક રાત્રે આ પેઢીનો મુખ્ય માણસ–ડોનાલ્ડ ફર્ગ્યુસન, બંદરના કિનારાપરની તેની વખાર પાસેની ઑફીસમાં મરી ગયેલો માલમ પડયો. પહેલા

તો એમ ધારવામાં આવ્યું કે કંઇ કુદરતી કારણોને લીધે તેનું મરણ થયું હશે, હૃદય બંધ પડી જવાથી કે કંઇ આઘાતથી તે મરણ પામ્યો હશે; પરંતુ, તપાસ કરતાં એમ માલમ પડયું કે તેને ગુંગળાવીને મારી નાખ્યાનાં ચિન્હ સ્પષ્ટ જણાતાં હતાં. ગળાની બન્ને બાજુપર અંગુઠાની નિશાનીઓ ચોખ્ખી દેખાતી હતી એટલે તેને ગુંગળાવીને મારી નાંખવામાં આવ્યો હતો, તે વિષે જરા પણ શક ન હતો. દાક્તરી તપાસમાં આ બાબત સ્પષ્ટ રીતે પુરવાર થઈ હતી. આવા એક સખાવતબહાદુર, આગેવાન શહેરીને મારી નાંખવામાં આવે, એ વાત બહાર પડતાં શોકની લાગણી ફેલાય એમાં નવાઈ ન હતી. ડોનાલ્ડના મરણથી શહેરમાં ભારે ખળભળાટ અને રૂશિયામાં શોકની લાગણી ફેલાઈ. એટલુંજ નહિ, પણ આવા એક ઉમદા નાગરિકનું ખુન કરનારને પકડી કાઢવાની અને તેને યોગ્ય શિક્ષા થવાની માગણી થવા લાગી. પહેલાં તો એમ ધારવામાં આવ્યું કે પૈસાને માટે ખુન કરવામાં આવ્યું હશે, પરંતુ, તપાસ કરતાં, પૈસાને માટે આ ખુન કરવામાં આવ્યું ન્હોતું, એમ માલમ પડયું. જ્યારે ખુનનો હેતુ જાણવામાં ન આવ્યો અને ઘણા કલાક વીતિ ગયા છતાં ખુનીનો પત્તો ન મળ્યો ત્યારે ડેનીવીચને ખબર આપવામાં આવી.

ફ્ર્ગ્યુસન ટોનીઝ એન્ડ કું. ની વખાર અને ઑફીસ દરિયાકિનારે હતી. રીગા બંદરના સુશોભિત દરિયા કિનારાપર જે મકાનો આવ્યાં છે, તેમાં આ કંપનીનું મોટું મકાન હતું. મકાનનો વચ્ચેનો ભાગ ઑફીસનાં કામમાં વપરાતો હતો, અને બાજુના ભાગમાં બીજાં ખાતાંઓ હતાં. આ ઑફીસના પાછલા

ભાગમાં મી. ફર્ગ્યુસનની 'પ્રાઇવેટ' ઑફીસ હતી અને તેની આસપાસ ચોગાન હતું, જેને ફરતો કઠેરો હતો.

અહીં મોટી ક્રેનો માલ ઉતારવાને અને ચઢાવવાને માટે હતી અને આજ જગ્યાએ ગાડાં આવી માલ ખાલી કરતાં હતાં.

જ્યારે કામની મોસમ હોય ત્યારે ઘણીવાર રાત્રે પણ ઓફીસનાં કેટલાંક ખાતાં ઉઘાડાં રહેતાં હતાં, પણ, જે ઋતુની અમે વાત લખીએ છીએ તે ઋતુમાં કામની શરૂઆત હોવાથી ઑફીસનું કામ સ્હાંજના ૭ વાગે બંધ કરવામાં આવતું હતું અને શનીવારે ઓફિસ ત્રણ વાગે બંધ રાખવામાં આવતી હતી. ફર્ગ્યુસનનું ખુન માર્ચની ત્રીજીએ સાતેક વાગ્યે, સ્હાંજના કરવામાં આવ્યું હતું. ઓફીસમાંથી છેલ્લો ઘેર જનાર તેજ હતો. તેને કાંઇ કામ હતું, તે તેણે પુરૂં કર્યું અને ચાર વાગ્યાને સુમારે ઑફિસમાંથી નીકળી ચાલ્યો. રસ્તે ઓળખીતાની સલામ ઝીલતો ઘેર ગયો.

તેનું રહેવાનું સ્થાન રીગાના એક પરામાં હતું. તેના ઘરના માણસોમાં તે, તેની પત્ની, બે મોટા છોકરા અને બે છોકરીઓ હતી. તેને આ સિવાય બીજા બે દિકરા હતા પણ તે સમયે તેઓ રીગામાં ન્હોતા. ઇગ્લાંડના એક હલ બંદરમાં આ કંપનીના એજન્ટ તરીકે કામ કરતો હતો અને બીજો રૂશિયામાં માલ ખરીદ માટે ગયેલો હતો. ઘેર આવી ફર્ગ્યુસને નાસ્તો પાણી કર્યું. બાદ તેણે તેની સ્રીને કહ્યું કે, "ઓફિસમાં કંઈ કામ કરવાનું અધુરૂં રહી ગયું છે; તે મને યાદ આવ્યું, માટે હું ફરી ત્યાં આંટો મારી, કામ પતાવીને આવું છું." કામ શું હતું તે

તેણે જણાવ્યું નહતું.

તેની બૈરીએ પૂછયું કે, "કેટલો વખત લાગશે?" તેના જવાબમાં તેણે જણાવ્યું હતું કે, કલાક દોઢેકમાં તે પતાવી પાછો ફરીશ. જ્યારે તેણે ઘર છોડયું ત્યારે પાંચ વાગી ગયાને થોડી મીનીટ થઇ હતી. આ વખતે છોકરાઓ બ્હાર ગયા હતા અને તેઓ સાતેક વાગે પાછા ફર્યા. તેઓનો બાપ આવ્યો ન્હોતો માટે તેઓ રસ્તામાં મળશે, એમ ધારી, ઘેરથી પાછા નીકળ્યા. રસ્તામાં તેમનો બાપ મળ્યો નહિ, તેથી તેઓ ઑફિસમાં ગયા. ત્યાં જતાંની વાર જોયું તો મુખ્ય દરવાજાનું બારણું જરા ઉઘાડું હતું. તેઓ બારણું સરકાવી અંદર ગયા. અંદરના ભાગમાં ઘોર અંધારૂં હતું, એટલુંજ નહિ, પણ બ્હીક લાગે તેવી ચૂપચાપ હતી. તેઓ તાડી ગયા કે માનો ન માનો કંઇ અવનવો બનાવ બન્યો છે; નહિ તો બારણું ઉઘાડું હોય શાનું અને અંદર પ્રકાશ કયેમ ન હોય? અંધારામાં જયેમ ત્યેમ કરી તેઓ અંદર ગયા અને પોતાના બાપની ખાનગી ઑફિસમાં દાખલ થયા. અંદર જતાંની વાર મ્હોટા છોકરાનો પગ ભોંયપર પડેલી નરમ વસ્તુ સાથે અથડાયો. તે કિકિયારી પાડી પાછો હઠયો. "શું છે ભાઇ?" જેમ્સે–તેના ન્હાનાભાઇએ પુછયું.

"કોણ જાણે, કોઈ અહીં જમીનપર પડેલું જણાય છે."

ન્હાનો છોકરો ફાનસ લઇ આવ્યો અને તેમને ભયાનક દેખાવ નજરે પડયો. તેમનો બાપ જમીન પર પડેલો હતો. પ્રથમ તો તેઓએ ધાર્યું કે મુર્છના ખાઇ પડયો હશે, પરંતુ, જ્યારે તેમણે તેનો ચ્હેરો જોયો ત્યારે ખાત્રી થઇ કે ભયંકર બનાવ

બન્યો છે.

તેઓએ તેની છાતીપર હાથ મુકી જોયું, તો હૃદય બંધ હતું. એટલુંજ નહિ, પણ ચ્હેરાપર ભયંકર ફેરફારો જણાયા. તેઓ ગભરાઇ બ્હાર દોડી આવ્યા અને બ્હારથી કેટલાક માણસોને તેડી લાવ્યા. તરતજ પોલીસને ખબર પહોંચાડવામાં આવી અને દાકતરને બોલાવવામાં આવ્યો. તે સમયે આઠ વાગી ગયા હતા.

દાકતરને છોકરાએ પૂછ્યું:

"મારા બાપ શાથી મરણ પામ્યા હશે?"

"હું ધારૂં છું કે.........થી પરંતુ પૂરી તપાસ કર્યા વગર હું ખાત્રીથી કહી શકું નહિ."

ડોનાલ્ડ ફર્ગ્યુસન શરીરે મજબૂત બાંધાનો માણસ હતો: તેના શરીરની ઉંચાઇ સાધારણ પ્રમાણસર હતી: તેની ઉમર ૬ વર્ષની હતી, પરંતુ તે તેની ઉમર કરતાં વધારે નાની ઉમરનો જણાતો હતો; તેના વાળ સફેદ થયા હતા અને લાંબી સફેદ દાઢી હતી.

હવે સઘળાની નજરમાં આવ્યું કે ઓફિસમાં ચોપડાઓ, ખાતાવહીઓ આમ તેમ પડી હતી. ઓચરીયાં વેરણછેરણ થઇ પડયાં હતાં. સામાનસુમન રફેદફે થઇ ગયો હતો. તીજોરી ઉઘાડી નાખવામાં આવી હતી અને અંદરનો કિંમતી અવેજ અને કિંમતી દસ્તાવેજો બ્હાર કાઢી આમ તેમ ફેંકવામાં આવ્યાં હતાં. ડોનાલ્ડના ચેતન વગરના શરીરને બાજુએ ખસેડવામાં આવ્યું. દાકતરે શરીર બરાબર તપાસીને જોયુ તો શરીર પર અત્યાચારની નિશાનીઓ હતી. માથાપર નખનો ઘા હતો અને ગળાપર જોરથી

અંગુઠો દાબ્યાની નિશાનીઓ હતી. તેને કોઇએ ગળું દબાવી મારી નાંખ્યો હતો એમાં કંઈ શકજ ન્હોતો.

પોલીસનાં માણસો પણ આવી લાગ્યાં હતાં. તેમણે તેમની તપાસ શરૂ કરી. કોથળી અકબંધ એમનીએમ પડી હતી. ચોરી કરવા આવનાર તે એમને એમ મૂકીને ચાલી જાય, એ બનવાજોગ નહતું. વળી ડોનાલ્ડ ફર્ગ્યુસનના શરીરપર પણ કીંમતી દાગીના હતા તે પણ એમને એમ હતા. પોલીસને પણ વિચાર થઈ પડયો કે જો કોઇ ચોરી કરવા આવ્યું હોય તો, તીજોરીમાંની રોકડ, નોટો અને શરીરપરના કીંમતી દાગીના લીધા, વગર ચાલ્યો જાય એમ બને કેમ? શિકારીના હાથમાં શિકાર આવે ને તે છોડી દે એ બને કયેમ?

એટલામાં ફર્ગ્યુસનની પેઢીના બીજા ભાગિયા જેમને ખબર આપવામાં આવી હતી તે આવી પહોંચ્યા. તેઓએ ઓફિસની સઘળી વસ્તુઓ તપાસી જોઇ, રોકડ અનેજ મેળવી જોયો, દસ્તાવેજો જોયા, તો કોઇ પણ વસ્તુ ચોરાઇ હોય એમ જણાયું નહિ. ખૂન થયું હતું એ બાબત તો શકજ ન્હોતો પરંતુ, કોઈ પણ વસ્તુ ચોરાઈ ન્હોતી, એ પણ સત્ય હતું.

ચોર ચોરી કરવાના હેતુથી દાખલ થયો હોય અને ઓફિસમાં એ પેઢીના માલેકને જોઇ ગભરાઇને તેનું ખૂન કરે, પણ ખૂન કર્યા પછી જે કારણસર તે આવ્યો હોય તે ચોરી જવાનું ભૂલી જાય એ કેમ બને? કદાચ ખૂન કરવાથી ગભરાટમાં કંઇ પણ લીધા કર્યાં વગર ચાલી ગયો હોય એમ બને, પણ ભાગ્યેજ.

ફર્ગ્યુસનની પેઢીના બીજા ભાગિયા મી. ટોનીઝને બોલા-

વવામાં આવ્યો. તેણે તે દિવસે ઓફિસમાં ડોનાલ્ડની સાથે કામ કર્યું હતું અને કંઇ અગત્યનું કામ રહી ગયું હોય એમ તેને લાગ્યું નહિ અને વળી કોઇ દિવસ ડોનાલ્ડ એમ પાછો ઓફિસમાં આવતો નહિ.

ગમખ્વાર ખૂન થયું હતું. ફર્ગ્યુસન કુટુમ્બને માથે મોટી આફત આવી પડી હતી. તપાસમાં વખત પણ વહી ગયો હતો. એટલે પોલીસને તરતજ ખૂનીનો પીછો પકડવા જેટલો સમય ન્હોતો. વળી રીગા બંદર કંઇ નાનું સ્થાન ન હતું. વેપારનું મ્હોટું મથક હતું. દેશપરદેશનાં વ્હાણો ત્યાં આવતાં હતાં અને જતાં હતાં. મ્હોટા બંદરોમાં રાતનાં મોજ મજાહનાં સ્થાનોમાં, કે હલકી વસ્તીવાળા લત્તામાં ગુન્હાઓ બનતા. વળી રીગામાં સોલ્જરોનું થાણું હતું અને ત્યાં સેઇલરો પણ દેશદેશના આવતા, એટલે એમની પાછળ મધમાખની પેઠે ભટકનારા, તેમને ભોમીયા તરીકે કામ કરનાર તથા શરાબખાનામાં અને અયશગાહમાં લઇ જનારનો પણ તોટો ન હતો. અર્થાત્ કે આવા મ્હોટા બંદરમાં એવાં ઘણાં સ્થાનો હતાં જ્યાં ગુન્હેગાર ઘણા દીવસો સુધી છુપાઇને રહી શકે. પોલીસ કંઇ કરી શકે તો એટલુંજ હતું કે આ ખૂનની ખબર બીજા સ્થાનોમાં પહોંચાડે અને શકમંદ માણસની તપાસમાં રહે. જો કે ગુન્હેગારને તો ન્હાસી જવાને માટે પુરતો વખત હતો, કારણ કે કેટલીક સ્ટીમરો તે દીવસે ત્યાંથી ગઇ હતી અને કેટલીક ટ્રેનો પણ ગઇ હતી જેમાં તે કયાંનો કયાં જવા નીકળી પડે.

ખૂન કરપીણ રીતે કરવામાં આવ્યું હતું; પરંતુ સંજોગો

જોતાં ગુન્હો સાધારણ તરેહનો ન હતો. ડેનીવીચે જે ઉપરચોટીઆ તપાસ લીધી હતી તે પરથી તેને એમ લાગતું હતું કે ચોરીને માટે ખુન કરવામાં આવ્યું ન્હોતું. પૈસા કે કિમતી અવેજ એમનો એમજ હતો મી. ટોનીઝને પુછવાથી એ પણ જણાયું હતું કે તે પ્રાણઘાતક શનીવારની સ્હાજે મી. ડોનાલ્ડને ઑફીસમાં પાછા ફરવાનું કંઈ કારણ ન્હોતુ. તે શા માટે તે દિવસે ઑફીસમાં પાછો ગયો હતો તેનો સંતોષકારક ખુલાસો પણ મળતો ન્હોતો. ટોનીઝને પૂછયું કે:

"તેને એ પ્રમાણે કોઇ કોઇ વખત ફરી ઑફીસમાં આવવાની ટેવ હતી?"

"નહિ, કદિ નહિ."

"તે નિયમીત રીતે કામ કરનાર હતો?"

"ઘણોજ નિયમસર કામ કરનાર હતો."

"તેને કોઇ સ્નેહી-મિત્રને બોલાવી પોતાની ખાનગી વાતો કરવાની ટેવ હતી?"

"ના તે સ્વભાવનો ઘણો મીઢો હતો. ભાગ્યેજ દિલ ખોલી કોઇની સાથે વાત કરતો."

"તે ઘણો પ્રમાણિક શુધ્ધચરિત્રનો હતો. નહી વારૂ?"

"ખાત્રીથી તેવો હતો. વેપારી વર્ગમાં તેમજ બીજા કોઈ ઠેકાણે કોઇને કદિ કંઇ તેના વિરૂધ્ધ કહેવાનું કારણ મળ્યું હોય એમ કોઇની જાણમાં નથી."

ઘરના માણસોને પૂછતાં પણ આવીજ હકીકત જણવવામાં આવી હતી. ઘરમાં કોઈ જાતની કચકચ નહિ. તેની સ્ત્રી પ્રત્યે

તેનો પ્યાર હતો. છોકરાંપર પ્રીતિ હતી. અને એક સારા કુલીન માણસના જેવું તેનું વર્તન હતું. જો કે તે મનનો જરા મેલો હતો અને મહત્વની બાબત ખુલ્લા દિલથી કુટુમ્બના માણસનો પણ કરતો ન્હોતો. આ તેના સ્વભાવની વાત હતી.

આટલી થોડી વિગતો પરથી ડેનીવીચે પોતાની તર્ક શકિત ચલાવી. પ્રથમ ખૂન કરવાને માટે કંઇ કારણ જણાતું ન્હોતું તેથી ગુન્હેગાર ખૂન કરવાના ઇરાદાથી આવ્યો ન્હોતો. વાતમાં કે તકરારમાં તપી જવાથી વિચાર વગર એકદમ ઉશ્કેરાઇ, તેણે ખૂન કર્યું હોવું જોઇએ. આમ માનવાને ઘણાં કારણો હતાં. પ્રથમ તો એ કે ખૂન કરવાના ઇરાદાથી આવનાર પોતાની સાથે કોઈ પણ જાતનું હથિયાર લીધા વગર આવે નહિ. વળી ડોનાલ્ડની બાબતમાં તો કોઇ પોતાના બાહુબળ કે શરીરબળપર આધાર રાખીને ખુન કરવા આવે એ બનવા જોગ ન્હોતું, કારણ કે, ડોનાલ્ડ મજબૂત બાંધાનો અને કસાયલો માણસ હતો. તે ઉપરાંત તે બ્હાદૂર હતો, ડરપોક ન્હોતો. માટે ખૂન ઇરાદાપૂર્વક–પ્રથમથી વિચાર કરીને કરવામાં આવ્યું નહતું. એથી પ્રથમ તો ખૂન ઉશ્કેરાટમાં કે અચાનક સંજોગોમાં વિચાર વગર એકાએક કરવામાં આવ્યું હતું.

બીજું: આવનાર માણસ ડોનાલ્ડ સાથે પ્રથમથી મળવાનું નક્કી કરી આવ્યો હતો; કારણ કે શનીવારનો દહાડો હતો. ઓફિસ ત્રણ કે ચાર વાગે બંધ થઇ હતી. જો એમને એમ મળવાનું હોત તો ઓફિસના વખતમાં મળી જાત; પણ ડોનાલ્ડ પ્હેલેથી કરેલી ગોઠવણ મુજબ તેને મળવા ગયો હતો. રોકડ નાણાં વગેરે એમનાં

એમ હતાં. કાગળો ફેંકી નાંખેલા હતા. આ પરથી એમ સિધ્ધ થતું હતું કે કંઇ ઘણોજ અગત્યનો કાગળ કે દસ્તાવેજ તે લેવા માટે આવ્યો હતો અને જે પૈસા કરતાં પણ ઘણો કિંમતી હતો.

ત્રીજું: આવનારને ડોનાલ્ડ પાસે તે ન મળવાથી કે તેની સાથે તે વિષયમાં ટપાટપી થવાથી, કે ડોનાલ્ડે તે ન આપવાથી ઉશ્કેરાઇ તેણે તેનું ખૂન કર્યું હતું.

ચોથું: ખૂન કર્યા પછી તેણે તે કાગળની શોધ માટે બધું ફેંદી નાંખ્યું હતું અને ગભરાટમાં બારણું, બંધ કર્યા વગર તે ત્યાંથી નાસી ગયો હતો.

ડેનીવીચે આ પ્રમાણે અનુમાન કર્યાં, પણ તે તેણે કોઇને જણાવ્યાં નહિ; કારણ કે, પોલીસની અને લોકોની ધારણા તેના અનુમાનથી ઉલ્ટી હતી.

જો કે કોઈ પણ વસ્તુ ચોરાઇ ન્હોતી, છતાં ચોરીને માટે ખૂન કરવામાં આવ્યું હતું, એમ લોકોનું અને લોકલાગણીને માન આપનાર પત્રોનું કહેવું હતું. ડેનીવીચે લોકમત તરફ ધ્યાન આપ્યું નહિ. તેને જણાતું હતું અને અનુમાન પણ કર્યું હતું કે, આ ભરમની ચાવી ફર્ગ્યુસનના ખાનગી જીવનવૃતાંતમાં સમાયલી છે. આથી તેણે તેની ખાનગી જીંદગી જાણવાને પ્રયત્ન આદર્યો. આ કામમાં તેને ભારે મુશ્કેલી હતી; કારણ કે, દરેક જણ એ શાહ સોદાગરને પવિત્રતા, પ્રમાણિકતા અને સાધુતાની મૂર્તિ માનતા હતા. ઘરનાં માણસોની એવી માન્યતા હતી; એટલુંજ નહિ, પણ બ્હારના માણસો પણ એવીજ માન્યતાવાળા હતા. એટલે ફર્ગ્યુસનને માટે—તેના જીવન બાબતમાં—શક લાવવો

એ પણ તેને કલંક લગાડવા સમાન હતું.

કોઇ પણ કેસ હાથમાં લેતાં તેનો હેતુ કે મુદ્દો શોધી કાઢવો એ પ્રથમ કામ છે. ખૂન કર્યું. શા માટે કર્યું? કરવાનો હેતુ શો? સબબ શો? જો ચોરીને માટે હોય તો રોકડ અગેજ ચોરી કેમ ન ગયો? માટે જરૂર કંઈ બીજો હેતુ હોવો જોઇએ. ડેનીવીચ પોતાના અનુમાનને વળગી રહ્યો અને તપાસ કરવા માંડી. ઑફિસમાં જે કાગળો, ઓચરિયાં વેરાયલાં હતાં, તેમાંથી તેને કંઇ જાણવા જેવું મળ્યું નહિ. મોટી તીજોરીમાંથી એ કાગળીયાં કાઢવામાં આવ્યાં હતાં અને આમતેમ ફેંકી દેવામાં આવ્યાં હતાં. આ પરથી એ વાત સિધ્ધ થતી હતી. આવનાર એમ માનતો હતો કે તીજોરીમાં તેને જોઇતો કાગળ કે દસ્તાવેજ હોવો જોઇએ, વા તેણે ગાંડા માણસની પેઠે એમને એમ ફેંકી દીધા હોવા જોઇએ. ગાંડાઈ માનવાને કંઈ કારણ ન્હોતું.

ડેનીવીચે નકામા કાગળ ફેંકી દેવાની ટોપલી—વેસ્ટ પેપર બાસ્કેટ—તપાસવા માંડી. એમાં ફાટેલા અને રદી કાગળોની કાપલીઓ હતી. જો કે તેને એમ પણ કહેવામાં આવ્યું કે એમાંથી કંઇ મળશે નહિ; છતાં, તેણે ટોપલીમાંનો એકેએક કાગળ તપાસી જોયો; એટલુંજ નહિ, પણ ડેનીવીચની ધીરજને પણ હદ છે કે તેણે ટોપલીમાંના ઢગલામાંનો એકેએક ફાટેલો ટુકડો તપાસી જોયો. એક કાગળના ટૂકડા પર '**દરવાજા આગળ પાંચ વાગે**' એટલા શબ્દો હતો. સાદો કાગળ હતો. ફેન્સી નોટપેપર ન્હોતો, અને અક્ષરનું વળણ એમ બતાવતું હતું કે લખનારે પાટીપર ઝાઝી ધૂળ નાંખી નથી. ડેનીવીચે મહા મહેનતે આ કાગળની બીજી કાપ-

લીઓ શોધી કાઢી અને તેનો આખો કાગળ ઉભો કર્યો. આ કેટલું મુશ્કેલ કામ છે, તે કહેવાની જરૂર નથી. કોઇ વેસ્ટપેપર બાસ્કેટમાંના બધા કાગળો લઇ તેમાંના કકડાઓ સરખાવી એકઠા કરી જૂએ તો ખબર પડે. ડેનીવીચે અતિ ધીરજથી આ કાપલીઓ એકઠી કરી, તેને બંધબેસ્તી ગોઠવી. તે એક કાગળપર ચોટાડી અને કાગળ બંધબેસ્તો કર્યો. તેમાં નીચે મુજબ મજકુર હતો:—

'આ હું છેલ્લી તક આપું છું તે યાદ રાખજો. જરૂર મને મળ્યા વગર છૂટકો નથી. હું તમારી વખારની ઓફિસના દરવાજા આગળ પાંચ વાગે શનીવારે હાજર થઇશ. આપણે બન્ને એકલા એકાંતમાં તે બાબતનો વિચાર કરીશું અને જે કંઈ કરવાનું હશે તે કરીશું. મને તરછોડી કાઢવામાં સાર નથી તમે જેની આબ્રુ પાણીમાં મેળવી છે, તેને પૂરતો ઇન્સાફ નહિ આપો, તો હું એ બીનાને જાહેર પ્રજાની જાણમાં લાવીશ. મારે મને ન મળતાં ઘેર રહેવા પૂર્વે પૂરતો વિચાર કરજો."

આ શોધ મહત્વની હતી. આગળ તપાસને માટે મુદો તેને મળ્યો, એટલુંજ નહિ, પરંતુ, તેણે જે અનુમાન કર્યું હતું, તે ખરૂં હતું, એમ તો સાબીત થયું. લખનાર અણઘડ હતો .જોડણીમાં ભૂલ્યો હતી. તે પરથી લખનાર કેવા પ્રકારનો માણસ હશે, તે ધારવું મુશ્કેલ ન્હોતું.

એટલું તો ચોક્કસ કે ફરગ્યુસનની જીંદગીમાં એક ખાનગી બાબત હતી અને તે પણ એવી હતી કે જેથી તેને ઉધ્ધત અને અજ્ઞાન આદમીના કહેવાને માન આપી, શનીવારના દિવસે ઓફીસ

બંધ કર્યાં પછી, તેને મળવાં જવાની જરૂર પડી. કાગળ લખનારે પોતાનું નામ કે સહીદસ્કત કર્યાં ન્હોતા અને કાગળ પર તારીખ પણ માંડી ન્હોતી.

ડેનીવીચે આ કાગળની હકીકત કોઇને જણાવીજ નહિ. તે બીજી હકીકત મેળવવાને કોશિશ કરવા લાગ્યો. ફરગ્યુસન ઘણો સારો માણસ હતો, દયાળુ હતો, સખાવતમાં ભારે રકમો આપી હતી, એ ખરૂં, પણ ધાંધલીઓ હતો. સખાવત કરી નામના મેળવવાનો તેને શોખ હતો. વળી તેનામાં હઠિલાપણાની બીજી ખાસિયત હતી. જે વાત તેણે મનપર લીધી હોય તે ખોટી હોય તો પણ જરાપણ પાછો ફરે નહિં અને મમતમાં પોતાનું ધાર્યું કરે, એવો એનો સ્વભાવ હતો. આથી ડેનીવીચનો એવો તર્ક હતો કે કાગળ લખનાર ખૂન કરવાનો નિશ્ચય કરી આવેલો ન્હોતો, પણ ફરગ્યુસનની જીદને લીધે મારામારી પર આવી જતાં ખૂન કરી બેઠો હતો.

ડેનીવીચ વધુ વિગત મેળવવા માટે ફરીથી ફર્ગ્યુસનની પેઢીના ભાગીઆ મી. ટાનીઝને મળ્યો; કારણ કે, ઘણાં વર્ષો થયાં તે ફર્ગ્યુસન સાથે કામ કરતો હતો અને તે તેના સ્વભાવથી અને ખાસીયતોથી સારી રીતે વાકેફ હતો. ડેનીવીચે પૂછ્યું:

"મી. ટાનીઝ, તમારા મર્હુમ ભાગીદારે કોઈ એવું વિચાર વગરનું કે અઘટિત કામ કર્યું હોય કે જેથી તેને કોઇ હલકા માણસના સપાટામાં આવવું પડે, એમ તમે માની શકો ખરા?"

એકાએક વીજળી પડવાથી માણસ ચોંકે, તેમ ચોંકીને ટાનીઝે કહ્યું: "નહિ, કદી નહિ."

" તમને એનામાં પુરેપુરો વિશ્વાસ હતો ?"

" અવશ્ય હતો."

" તેની વ્યાપારિક પ્રમાણિકતા કોઈ શક લાવે નહિ તેવા પ્રકારની હતી ખરી ?"

" બેશક, તેવી હતી, એ માટે કોઈ શંકા પણ લાવી શકે નહિ."

" વારૂ, હું તમને એમ પુછું કે વેપારને લગતી કોઇ બાબત જે તમને જાણવાનો અધિકાર છે, તેવી બાબત, તે તમારાથી છુપી રાખતા ખરા ?"

" નહિ, તે કદિ તેવી બાબત છુપાવતા નહિ."

" છતાં તે ઘણો મીંઢો માણસ હતો, એમ કહેવાય છે એ શું ?"

" તેની ખાનગી બાબતની, કુટુમ્બની બાબતની, તે કદિ કોઇને મ્હોંએ વાત કરતા નહિ."

" વારૂ," ડેનીવીચે કહ્યું, " જો હું તમને એમ કહું કે તેને હાથે એક નામોશીભર્યું કામ થયું હતું તો ?"

" તો હું એમજ કહું કે તમે મરનારની આબ્રુને નુકશાન કરો છો."

" વારૂ, મી. ફર્ગ્યુસન ઓફિસમાં કેટલાંક ખાનગી કામો કરતા હતા, જે તમારી જાણની બ્હાર હોય એવો સંભવ છે ?"

" બિલ્કુલ નહિ. એ બધા ખોટા તર્ક છે." ગુસ્સો દર્શાવતાં મી. ટોનીઝ બોલ્યો.

" સાહેબ, ગુસ્સે થવાનું કારણ નથી. તમે જાણો છો કે મી.

ફર્ગ્યુસનના ખૂનીનો પત્તો મેળવવા મારે ઘણી બારીક વિગતો જાણવાની જરૂર છે.''

"પણ તમે તેને માટે સીધે રસ્તે જતા હો, એમ મને જણાતું નથી.''

"ભલેને તમારો અભિપ્રાય તેમ હોય તેથી શું ?'' ડેનીવીચે કહ્યું, "પણ. હું જાણવા ઇચ્છું છું કે મી. ફર્ગ્યુસન તેની ઓફિસમાં ખાનગી કાગળો રાખતા હતા કે નહિ ?''

"હા, હું ધારૂં છું કે તે રાખતા હતા.''

"હા ? આ એક મુદ્દો મળ્યો.''

"એક મોટી લોઢાની પેટી હતી જેમાં તેઓ તેમના ખાનગી કાગળો રાખતા હતા.''

"તે પેટીમાં શું હતું, તે તમે જાણો છો ?''

"નહિ તેની મને ખબર નથી.''

"હું તે પેટી જોઉં તો તેમાં તમને વાંધો છે ?''

"મેં તે પેટી તેમને ઘેર મોકલી દીધી છે''

મી. ટોનીએ જે અભિપ્રાય દર્શાવ્યો તેને મળતો બધાનોજ અભિપ્રાય હતો. મી. ફર્ગ્યુસન એક ઘણોજ ફત્તેહમંદ અને માતબર વેપારી હતો. તેણે ધર્માદા કામો કર્યાં હતાં. કામદાર વર્ગને માટે તેને દીલસોઝી હતી. તે જાહેર હીલચાલોમાં ભાગ લેતો હતો, માટે તેની ગણના એક ઉદાર, પ્રમાણિક અને પવિત્ર માણસમાં થતી હતી.

ડેનીવીચ બાદમાં મી. ફર્ગ્યુસનના મ્હોટા દિકરા ડોનાલ્ડને મળ્યો. ફર્ગ્યુસનના છોકરા પણ બાપની પેઢીમાં ભાગીદાર તરીકે

કામ કરતા હતા. ટાનીઝની સાથે વાત કરવામાં તે સમજી ગયો હતો કે મી. ફરગ્યુસનના ચલણ પર શંકા નાખવા જવામાં લાભ નથી, માટે તેણે ડોનાલ્ડની સાથે જૂદી રીતે વાત છેડી; કારણુ કે, મી. ડોનાલ્ડ પણ તેના બાપના જેવો બહુ ઓછું બોલનારો માણુસ હતો.

"તમારા બાપના ખૂન માટે કંઇ હેતુ તમને જણાય છે ખરો ?" ડેનીવીચે પૂછયું.

"તે શોધવો એ મારૂં કામ નથી."

"પણ ચોરીને માટે ખૂન કરવામાં આવ્યું હોય એમ તો નથી ?"

'તે પણ ખાત્રીથી કયેમ કહી શકાય ?" મી. ડોનાલ્ડે કહ્યું.

"પણ કોઈ ચીજ તો ચોરાઈ નથીને ?"

"અત્યાર સૂધી તો ત્યેમ જણાય છે. પણ—"

"તો શું તમને એમ લાગે છે કે કંઈ ચીજ ચોરાઇ છે ?"

"હું આમ કે ત્યેમ કંઇ અભિપ્રાય આપી શકતો નથી."

"પણ જયાં સૂધી જોઇ શકીએ ત્યાં સૂધી તો કોઈ ચીજ ચોરાઇ નથી."

"હા, ત્યેમ છે ખરૂં, પણ ચોરી કરનારના હેતુ ઘણી વખતે અજબ પ્રકારના હોય છે."

"ત્યારે શું તમે એમ ધારો છો કે તમારા બાપનું ખૂન કરનાર કોઇ સામાન્ય ચોર હતો ?"

"હું શું કહું ? તમારે તે શોધી કાઢવાનું છે. હું તો એટલુંજ જાણું છું કે મારા બાપનું ખૂન કરવામાં આવ્યું છે.

ખૂનીને શોધી કાઢશો, એ તમારૂં કામ છે."

"તમારા બાપ ઓફિસમાં એક પેટી રાખતા હતા જેમાં તેમનો ખાનગી પત્ર વ્યવહાર રહેતો હતો ?"

"હા."

"તે પેટી હાલ કયાં છે ?"

"અહીં અમારી પાસે છે."

"તમે મને તેમાંના કાગળો જોવા દઇ શકશો ?"

"શા માટે ?" આશ્ચર્યચકિત ચ્હેરે ડોનાલ્ડે પૂછ્યું.

"હું ધારૂં છું કે કદાચ તેમાંથી કંઇ મુદ્દો કે મુદ્દા જેવું મળી આવે."

ડોનાલ્ડ હસ્યો અને કહ્યું:

"હું નથી ધારતો કે તેમાંથી કંઇ મળે."

"છતાં મરનારના ખુનીનો પત્તો મેળવવા માટે તેમ કરી જોવા મ્હારો વિચાર છે. હું તે જોઉં ?"

"ભલે–" કંઇક દચકાઈ ડોનાલ્ડ બોલ્યો. "પણ જો મારી મા અને ભાઇને તેમ કરવા દેવામાં વાંધો ન હોય તો."

માને પૂછવામાં આવ્યું. તેણે એક શરતે હા પાડી અને તે એ કે તે તપાસતી વખતે તેણે તેના બે દિકરાની હાજરીમાં તપાસ કરવી. આ વાત મંજુર થતાં, પેટી આણવામાં આવી. સોલિસીટરોની ઓફિસમાં ડીસ્પેચ બોકસ હોય છે, તેના જેવી પેટી ન્હોતી. ઘણી મજબૂત હતી અને તેને મજબૂત તાળું દીધું હતું. તાળું પણ સાધારણ બનાવટનું નહતું કે કોઇ ચાવીથી ઉઘડી શકે. આખરે લોહારની મદદ લઈ તાળું તોડવું પડ્યું,

પેટી ઉઘાડતાંજ ડેનીવીચની નજર લાલ ફીટથી બાંધેલા એક પાકેટ પર પડી કારણુ કે આ પાકીટના એક ખૂણા પર સ્પષ્ટ અક્ષરમાં લખ્યું હતું કે:

"હું મરણુ પામું તો આ પાકીટ ફોડયા વગર આખું બાળી નાંખવું."

ડેનીવીચે ચાલાકીથી કવરને કોટમાં શેરવી દીધું. તેને એમ લાગ્યું કે માનો ન માનો આમાં કંઇ રહસ્ય હોવું જોઇએ. આ પાકીટના કાગળોમાં કંઇ મુદ્દો હોવો જોઇએ અને તેથી તેને કોઈ ન જાણે એમ કોટમાં શેરવી દેવામાં કાંઈ અન્યાય જેવું જણાયું નહિ. તેને એમ લાગ્યું કે ન્યાયની ખાતર એવું પગલું ભરવામાં કંઇ વાંધો નથી અને તેથી તેણે પોતાને ફાવતું કર્યું.

આ સિવાય બીજું એક કારણુ હતું અને તે એ કે રશિયામાં એક એવો કાયદો હતો કે ગમે તેવા પ્રકારના ખાનગી કાગળો, ઇનસાફને મદદરૂપ થઇ પડે તેવા હોય તો તે લઇ શકાય. આથી તેને પોતાના આ કૃત્યને માટે વાંધો જણાયો નહિ. તેણે મનમાં નિશ્ચય કર્યો કે, એ કાગળોને જો આ કેસની સાથે સંબંધ નહિ હોય તો ગુપચુપ નાશ કરવામાં કે બાળી નાખવામાં કંઇ વાંધો નથી. એ વાત કોઇના જાણુવામાં પણુ આવનાર નથી એમ ધારી ડેનીવીચે સંતોષ વાળ્યો. તેણે ત્યાર પછી બીજા કાગળો જોયા. તેમાંથી તેને મહત્વનું કંઇ મળ્યું નહિ. તેણે એક પણુ કાગળને માટે માગણી કરી નહિ. આથી મરનારના છોકરાઓને સંતોષ થયો અને તેઓ મનમાં આનંદ પામ્યા કે કાગળોમાં કંઇ મળ્યું નહિ અને તેમનું ધારવું ખરૂં હતું.

ડેનીવીચ પોતાના ઉતારે ગયો. કલાક બે એક પછી તેણે જે હોટેલમાં ઉતારો લીધો હતો, તે હોટેલમાં તેની રહેવાની ઓરડીનાં બારણાં બંધ કીધાં. પછી તેણે સંભાળપૂર્વક તે પાકીટ કાઢી ઉઘાડી તેમાંથી કાગળો કાઢયા. કાગળમાં તેને એક ચોંકાવનારી બીના મળી આવી, જેને આધારે તે થોડા વખતમાં ખૂનીનો પીછો પકડવાને શક્તિમાન થયો.

ડેનીવીચને એમ માલમ પડયું કે તેનો તર્ક ખોટો ન હતો. ડોનાલ્ડ ફર્ગ્યુસન, જે એક મહા પ્રમાણિક વેપારી, એક નિષ્કલંક ચરિત્રનો માણસ, સખાવતબહાદુર પુરૂષ, જાહેરહિતને માટે મરી ફિટનાર માણસ, ગરીબનો બેલી, નબળાસબળાનો આધાર, એકનિષ્ટ સ્વામી, પવિત્ર પિતા તરીકે ખ્યાત હતો, તે ખોટું હતું, તે આખરે મનુષ્ય દીલની નબળાઇવાળો માણસ અને એક સામાન્ય માણસની પેઠે ભૂલચૌને પાત્ર હતો. તે પાકીટમાંના કાગળપરથી તેને જે હકીકત જાણવામાં આવી તે નીચે મુજબ હતી:

ડોનાલ્ડનું ખૂન થયાં પહેલાં બ્લોક કુટુંબની એક સ્ત્રી રીગામાં રહેવા આવી હતી. તેણે પોતાની જીંદગીનો મોટો ભાગ રૂશિયાની અંદરના ભાગમાં એક ન્હાના ગામડામાં ગુજાર્યો હતો. આ બાઇનો ધણી રશીયામાં આવેલી વોલ્ગા નામની મોટી નદીમાં ચાલતાં વ્હાણોમાં ખારવાનો ધંધો કરતો હતો અને તેને તેના આ ધંધામાં તેના બે છોકરા પીટર અને એલેકઝની મદદ હતી આ ખારવાને કેથેરાઇન અને એના નામની બે દિકરીઓ હતી. બ્લોક કુટુંબની આબરૂ સારી હતી અને જેઓ આ કુટુંબના પરિચયમાં આવ્યા હતા, તેઓ આ કુટુંબના માણસોનાં વખાણ કરતા હતા.

તેઓની પૈસા સંબંધી સ્થિતિ બહુ સારી ન્હોતી. તેઓ રળી રોટલો ખાતા હતા, છતાં, તેઓ પ્રમાણિક, આબરૂદાર અને સજ્જન વર્ગમાં લેખાતાં હતાં. તેઓની પૈસા સંબંધી સ્થિતિ એટલી બધી સારી ન્હોતી પરંતુ, કોઈનું દેવું પણ નહતું. આવી સ્થિતિને લીધે તેઓએ ભવિષ્યની જરૂરિયાત માટે કે અડચણ પ્રસંગ માટે, બે પૈસા બચાવ્યા ન્હોતા. ભાગ્યની લીલા વિચિત્ર છે. તે કોઇથી કળી શકાય એમ નથી. આ કુટુમ્બપર એકાએક અણધારી આફત આવી પડી. રશિયા એ શિતપ્રધાન દેશ છે. સ્હવારના ધુમ્મસ વારંવાર દેખા દે છે. વોલ્ગા નદીપરનો ધુમ્મસ દરિયા કિનારાપરના દેશો જેવો હોય છે. એકવાર એમ બન્યું કે બ્લોક અને તેનો દિકરો એલેકઝ એક બોટપર કામ કરતા હતા. આ બોટને સાઇબીરિયાથી રશિયન ગુન્હેગારોને લઇ જતી સ્ટીમર સાથે અથડાઅથડી થઈ. બોટ ઉંધી વળી ગઈ અને તે એલેકઝ બંને ડૂબી મર્યાં. બ્લોક કુટુંબને આધારભૂત, કુટુમ્બને રળી રોટલો આપનાર, આમ બે મુખ્ય માણસો એકાએક મરણ પામ્યા. કુટુંબને આજીવિકાનું સાધન રહ્યું નહિ. પૈસા પણ બચતમાં હતા નહિં, આથી બ્લોક કુટુંબ તદ્દન નિરાધાર સ્થિતીમાં આવી પડ્યું. નાનો છોકરો પીટર જેની ઉંમર માત્ર અઢાર વર્ષની હતી, તે પોતાના પેટ પુરતું પેદા કરતો હતો. આવા સંજોગમાં બ્લોકની વિધવાને તેની બ્હેને રીગામાં આવી રહેવા સલાહ આપી. બ્લોકની વિધવાની બ્હેન પોતે પોતાના ધણી સાથે રીગામાં રહેતી હતી. રીગા મ્હોટું બંદર હતું અને ત્યાં કોઇપણ જાતનું કામ મળી આવશે, એવી તેની સલાહ માનીને બ્લોકની

વિધવા, પોતાની બે દિકરીઓ કેથેરાઇન અને એનાને લઇ રીગામાં રહેવા આવી. બ્લોકની વિધવાને એમ લાગ્યું કે તેના બનેવીની ખટપટથી એવા મ્હોટા બંદરમાં કંઇ ગુજરાન પુરતું કામકાજ મળશે. તેનું આ અનુમાન ખોટું નહતું. બ્લોકની વિધવાનો બનેવી પણ વહાણવટીના ધંધામાં પડયો હતો. ત્યાંનાં સારા આદમી જોડે એને પીછાન હતી.

બ્લોકને બે દીકરીઓ હતી, તે અમે ઉપર જણાવી ગયા છીએ; તેમાં પણ ન્હાની જે કેથેરાઇન હતી તે ઘણી ખુબસૂરત હતી. તેનું લાવણ્ય એવું તો મનમોહક હતું કે જોનારને તે મોહ પમાડતી હતી. બન્ને છોકરીઓ દેખાવમાં ઘણી મોહક હતી એટલુંજ નહિ, પણ ન્હાનીમાં એક પ્રકારની બુધ્ધિમતા હતી કે જેના પ્રતાપે તેને જોનાર, તેના પ્રસંગમાં આવનાર, તેને વશ થઇ જતા હતા. તેના સૌંદર્ય અને બુધ્ધિ આગળ તેમનું કંઇ ચાલતું નહિ. રશિયાની સ્ત્રીઓ શારીરિક સૌંદર્યમાં, શરીરના ગઠનમાં યુરોપ દેશની બીજી સ્ત્રીઓને નમતું આપે તેમ નથી; તેમાં પણ કેથેરાઇન તો કોઇ ઇંદ્રની અપ્સરા કે બહિશ્તની હૂર જેવી હતી. જેમ

"શફ્કમેં ઇત્તેફાકન જૈસે સૂરજ ડુબકર નીકલે
વયા અબ્રે ગુલાબી મેં કહીં બીજલી ચમક જાવે."

તેવું તેનું રૂપ હતું. ઇશ્વરની કૃપાથી આ બન્ને છોકરીઓને ફ્ર્ગ્યુસન ટોનીઝ કંપનીમાં કામ મળ્યું. એમ કહેવાય છે કે મી. ફ્ર્ગ્યુસનની નિગાહ આ છોકરીઓ પર પડી. તે તેમની બહેતરી માટે, તે કુટુંબના ભલાને માટે, કાળજી બતાવવા લાગ્યો, અને તેણે તેમની સ્થિતિમાં ઘણો સૂધારો કરી આપ્યો. કમનસિબે

૭ મહિના પછી એના માંદી પડી. માંદગીનું કારણ એ હતું કે વખારમાં કામ કરતાં તેને ખીલો વાગ્યો અને તેમાંથી તેને ઝેરી તાવ લાગુ પડયો. ફર્ગ્યુસને સારવારને માટે ઘણી મદદ કરી; પરંતુ, તેના ઈલાજને ફત્તેહ મળી નહિ અને તે છોકરી ગુજરી ગઇ.

રીગામાં એ જાણીતી બીના હતી કે દયાળુ સ્વભાવના મી. ફર્ગ્યુસને આ માંદગીના વખતે ઘણી મદદ કરી હતી. મરણ-ક્રિયાનું ખર્ચ પણ તેણે પોતાના ખિસ્સામાંથી આપ્યું હતું. કુટુંબના મર્દ માણસોમાં એકલો પીટરજ હતો અને તે પોતાની બ્હેનની મૈયત ક્રિયામાં ભાગ લેવા આવ્યો હતો. ફર્ગ્યુસનને આ છોકરા પ્રત્યે લાગણી થઈ આવી અને તેણે તેને પોતાની પેઢીમાં નોકરી આપી. પીટરે ત્રણ મહિના રીગામાં કાઢયા. બાદ તેની પેઢીના વહાણના કાફલામાં બદલી કરવામાં આવી, અને તેને એક ન્હાના વ્હાણપર કપ્તાનનો ઓહ્દો આપવામાં આવ્યો.

ફર્ગ્યુસનની પેઢી માલ લઇ જવા લાવવા માટે વેપારી વ્હાણોનો ન્હાનો કાફલો રાખતી હતી, તે અગાઉ જણાવવામાં આવ્યું છે. અઆખાનથી માલ લઇ આવનાર ન્હાના વ્હાણપર પીટરને કપ્તાનની જગા આપવામાં આવી.

એનાના મરણને બે વર્ષ થયાં હશે તેવામાં બ્લોક કુટુંબ બધાની અજાયબી વચ્ચે રીગા છોડી ચાલી ગયું. તેમને આમ એકાએક રીગા છોડી જવાનું કારણ શું હતું અને તે કયાં ગયું, તે કોઇના જાણવામા ન હતું. વળી બીજી અજાયબીની વાત એ હતી કે બ્લોક કુટુંબના ગામ જવા અગાઉ કેટલાક અઠવાડીયાં કેથેરાઇન ઘેર રહેતી હતી અને કામપર જતી નહતી. કામપર

ન જવાનું કારણુ નાદુરસ્ત તબિયત જણાવવામાં આવતી હતી, પણ કેથેરાઇનની સાથે કામ કરનારી, તેની સખીઓ સારી રીતે જાણતી હતી, કે તે કંઇ એવી માંદી ન હતી અને આથી તેઓની અજાયબી પણ પાર વિનાની હતી.

કેથેરાઇન ઘણી ખુબસુરત અને બુધ્ધિમાન છોકરી હતી. તેને જો એકાદ ઉચ્ચ કુટુંબમાં પરણાવી હોત, જો તેને ઉચ્ચ પ્રકારની કેળવણી મળી હોત, તો તેણે સંસારમાં અને સમાજમાં સારી નામના મેળવી હોત. અમારો આ પરથી કહેવાનો આશય શો છે, તે વાંચનાર સારી રીતે સમજી શકશે. રશિયામાં ખેડુતોની સ્થિતિ ઘણી ખરાબ છે (અમે ઝારના સમયની વાત કરીએ છી, ત્યાર પછીના ફેરફારો સાથે આ વાર્તાને સંબંધ નથીઃ કારણુ કે ખેડુતોને માટે ઘણા સુધારા થયા છે પણ તેમની સ્થિતિ જોઇએ તેટલી સુધરી નથી. તેનાં કારણો રશિયાની રાજસત્તા નથી પણ બીજાંજ છે) તેઓ આપણા ખેડુતોના જેવા અજ્ઞાન છે, નસિબને માનનારા છે, શ્રધ્ધાળુ છે, ધર્મભોળા છે, તેઓને કેળવણી પણ ઉચ્ચ પ્રકારની મળતી નથી. કરનો બોજો વધારે હોય છે, રશિયાની ઠંડી હવાને લીધે અમુક ઋતુમાં કામ કરવાનું અને બાકીનો સમય આળસથી ગુમાવવાનો હોય છે, તેઓનાં રહેવાનાં ઘર પણ આપણા ખેડુત વર્ગની માફક આરોગ્યના સાધન વગરનાં ગંદા ઉકરડાના જેવાં તો ખરાંજ. તેઓ જે મળે તેમાં સંતોષ માનનાર અને દુઃખ કે કે વિપત્તિ પડે, તો ઇશ્વરની મરજી તેવી હશે કે નસિબમાં દુઃખ હશે, તેથી એમ થાય છે એ માની સંતોષ માનનારા હોય છે. તેઓની સ્થિતિ અને વર્નન આપણા અજ્ઞાન

ખેડુત વર્ગના જેવું હોય છે. માત્ર આબો હવાને લીધે જે ફેરફાર હોય છે તેટલોજ ફેર. માનવ પ્રકૃતિ બહુ અંશે સરખી.

મનુષ્ય સ્વભાવનું પૃથક્કરણ કરી તેના કાર્યોનું પરિણામ આલેખવું કઠણ કામ છે. દુનિયાના મોહ અને લાલચને ઠોકરે મારનાર કોઇ વખત એવું કામ કરી બેસે છે, કે જેનું કારણ શોધ્યું જડતું નથી. જીંદગીનો મોટો ભાગ સાધુતાથી ગુજારી એક પળમાં માણસ એવો પલટાય છે કે તેની સાધુતા ક્યાં અને કેમ વહી જાય છે તે સમજમાં આવતું નથી. રીગાનો શાહ-સોદાગર આ છોકરીના નવા ખીલતા જોબન અને તેની ખીલતી મધુરતાના મોહમાં પડે તો નવાઇ ન હતી. ફર્ગ્યુસન આ નવ-યૌવનાથી આકર્ષાયો હતો અને તેને બ્હારગામ મોકલવામાં તેનો એકજ હેતુ હતો અને તે એ કે તેઓ બન્ને વચ્ચે મૈત્રી કે મૂલાકાત હતી તેની કોઇ પણ જાતની નિશાની ભૂંસી નાંખવી. આવા પ્રકારની મૈત્રી અને એકાંત મૂલાકાત બન્ને પક્ષને માટે ઘણીજ ભયંકર આફત સમાન હોય છે.

બ્લૉકની વિધવા અને તેની દીકરી રીગા છોડી ચાલી ગયાં. રીગાથી નીકળી તેઓ વાલ્ડેઇ નામના એક ગામડામાં રહેવા લાગ્યાં. વાલ્ડેઇ એ સેંટપીટર્સબર્ગની દક્ષિણે નોવાગોરોડ પ્રાંતમાં આવેલું ટેકરીઓથી ઘેરાયલું નાનકડું શહેર છે. અહીં મા અને દિકરી એક ન્હાનાશા સુંદર બંગલામાં રહેવા લાગ્યાં અને ખેડુતો કરતાં ઉચ્ચ પ્રકારની સગવડ અને સુખો અનુભવવા માંડયાં. બંગલો, ફરનીચર, ખર્ચને માટે પૂરતી રકમ, જીંદગીની નાની મીઠી આસા-યેશો તેમણે જે પૂર્વે જોઇ ન્હોતી તેનો અનુભવ લેવા માંડયો.

તેઓને આ ન્હાના ગામમાં કોઇ ઓળખતું ન હતું અને તેઓ બીજાની સાથે ઓળખાણ પાડવાનો પ્રસંગ પણ શોધતાં ન હતાં. અહીં તેમને મહિનામાં એકવાર એક માણસ નિયમીત રીતે મળવા આવતો હતો. આ માણસને કામ પ્રસંગે સેંટપીટર્સબર્ગ જવાની જરૂર પડતી હતી. જો કે તે સીધી રીતે વાલ્ડેઇ ટ્રેનથી આવી શકે તેમ હતો પરંતુ તે તેમ ન કરતાં આડકતરે રસ્તે આવતો હતો. રાતના વાલ્ડેઈ રહેતો અને સ્હવારના વ્હેલો સેંટપીટર્સબર્ગ જતો રહેતો. આ આવનાર કેથેરાઇનને કહેતો હતો કેઃ—

"અપને ગમખ્વારોંસેં કોઇ આન હસ લે બોલ લે,
દર્દમંદોકા નિકાલ અરમાન, હસ લે બોલ લે;
ફિર કહાં યેહ દિલબરી યેહ આન, હસ લે બોલ લે,
દમ ગનીમત હય અરે નાદાન, હસ લે બોલ લે;
માનલે કહેના મેરા અય જાન, હસ લે બોલ લે,
હુસ્ન હય દો દિનકા યે મહેમાન, હસ લે બોલ લે."

આ કારભાર ત્રણ વર્ષ સુધી ચાલ્યો. પછી તે માણસે આવવા જવાનું બંધ કરી નાંખ્યું, પણ પત્રવહેવાર ચાલુ રાખ્યો. તે માણસ કેથેરાઈનની અને તેના છોકરાની બરદાશ રાખતો હતો. નાણાંની ભીડ પડવા દેતો ન હતો. છોકરો લગભગ અઢી વર્ષનો થવા આવ્યો હતો. તે માણસ નાણાંની જોગવાઇ કરી આપતો હતો ખરો, પરંતુ જોઇએ તેવી નહિ. છોકરાની માને એમ લાગતું હતું કે તે છોકરા માટે જોઇએ તેવી લાગણી કે ઉદારતા બતાવતો નથી. આથી બન્ને વચ્ચે જરા મોળું મન થયું, અને તકરારનો સંભવ ઉભો થાય એમ જણાયું. આ

બીનાની કેથેરાઇનની માને ખબર પડી, અને તેને પણ એમ લાગ્યું કે તે માણસ જોઇએ તેવી ઉદારતાથી મારી છોકરી સાથે વર્તતો નથી. પરિણામ એ આવ્યું કે તે માણસે કેથેરાઇન પાસેથી એક લખાણ પત્ર કરાવી લીધું. લખાણ એવી મતલબનું હતું કે કેથેરાઇનને પોતાના છોકરાનો બાપ કોણ છે, તેની તેને ખબર હતી નહિ અને તે માણસપર ખોટાં આળ મૂકી, ધમકીઓ આપી, નાણાં ઓકાવતી હતી. આ કાગળ કેથેરાઇનના હાથે લખાવ્યો હતો અને તેનાપર તેની માની પણ સહી લીધી હતી. કેથેરાઇનને મળવા જનાર માણસ તે બીજો કોઇ નહિ પણ ડોનાલ્ડ ફર્ગ્યુસન હતો અને તેણે પોતાની મુલાકાત છુપાવવાને બાહોશીથી, દગાથી અને ચાલાકીથી આ દસ્તાવેજ લખાવી લીધો હતો.

ફર્ગ્યુસનની પેટીમાંથી મળી આવેલાં પાકીટમાંના કાગળો પરથી, પોતાના તર્કના બળથી, અને ખંતપૂર્વક શોધ કરવાથી ઉપર જણાવી તે સર્વ હકીકત—શોકભરી હકિકત—ડેનીવીચે એકઠી કરી હતી. આ સર્વ એકઠું કરવામાં તેને કેટલાંક અઠવાડિયાં વિતાડવાં પડયાં હતાં. આ દરમિયાન તેના વિરૂધ્ધ જાત જાતના પોકાર ઉઠયા હતા. પ્રજા વર્ગને એ ખબર ન હતી કે આ કેસ ડેનીવીચને સોંપવામાં આવ્યો છે. સરકાર અને ખાસ કરીને સરકારના પોલીસખાતા સામે પેપરોમાં લખાણ આવવાં માંડયાં. તેઓ અગ્રલેખમાં અને સામાન્ય નોંધમાં લખવા માંડયાં કે "પ્રજાનો એક રહેમદીલ લોકનાયક ગરીબનો બેલી, કોઇ બદમાશને હાથે ખુન થવાથી મરણ પામ્યો અને પોલીસ ગુન્હેગારનો પત્તો મેળવે નહિ, એ નવાઇની વાત છે. પોલીસખાતું લોકના સંરક્ષણ માટે

છે અને તેની પાછળ જે ખર્ચ કરવામાં આવે છે તે જોતાં આવા ગુન્હા કરનાર સટકી જવા પામે તો એ ખર્ચ બરબાદ છે. રીગા જેવા મહાન નગરમાં, ગીચ વસ્તીવાળા ભાગમાં, જ્યાં પોલીસનો સારો બંદોબસ્ત કહેવાય છે, તેવા સ્થળમાં મી. ફર્ગ્યુસનને કોઇ ગુંગળાવી મારી નાંખે અને પોલીસ તે ગુન્હેગારનો પત્તો ન મેળવે તો પછી લોકોના જાનમાલની સલામતી જેવું છે શું?"

"આપણી જીંદગી અને માલમીલકતની સલામતી છેજ નહિ," એક બીજા પત્રે લખ્યું, "પોલીસ નકામી છે અને અમને માનવાને એમ કારણ છે કે પોલીસના માણસો ગુન્હેગારોના મળતીઆ હોવા જોઇએ. નહિ તો આવું અઘોર કૃત્ય સમી સહાંજના થાય અને ગુન્હેગાર છટકી જાય તથા તેનો પત્તો મળે નહિ એ શું?"

લોકોના પક્ષના કે સરકાર વિરૂધ્ધ કહેવાતાં છાપાંની આવા પ્રકારની વળાણુ હતી. તેઓએ મી. ફર્ગ્યુસનને સાતમે અસ્માન ચડાવી મૂક્યો હતો અને તેની સખાવતનાં લાંબાં વર્ણનો આપી તેને એક મહાન સાધુ અને લોકહિતકર્ત્તા જણાવ્યો હતો. રૂશિયાની સરકાર આવી બાબતમાં લોકલાગણીથી ડરનારી કહો, કે લેખના લખાણને લક્ષમાં લેનારી કહો, ગમે તે કારણથી પોલીસે કેટલાક આસામીઓની ધરપકડ કરી.

આ ધરપકડ એવા નિર્દોષ આસામીઓની કરવામાં આવી હતી કે મજબૂત પુરાવો ન મળવાને કારણે આ સર્વ જણને છોડી મૂકવા પડયા. લોકોને અને લોકોના વાજીંત્રોને પોલીસ અને પોલીસખાતાના વડા અમલદારો પર વધારે ધુળનરો કરવાને કારણ મળ્યું. આ સઘળો વખત ઝેનીવીચ મુગો મુગો પોતાનું કામ

ક્યોં જતો હતો. જો કે પોલીસખાતાના કેટલાક અમલદારોનું એમ પણ માનવું હતું કે મી. ડેનીવીચ ખોટી દિશામાં કામ કરી રહ્યો છે અને કંઇ પત્તો લાગવાનો સંભવ નથી. પોલીસના વડા અમલદારોનું માનવું આવું શાથી થયું હશે, તે કહેવું શકય નથી. કારણ કે, ડેનીવીચે અત્યાર અગાઉ ઘણા મુશ્કેલ કેસોમાં કદિ થાપ ખાધી ન્હોતી. ડેનીવીચને પ્રથમ વિચાર તો એ આવ્યો કે આવી જાતની કાગળ સાચવી રાખવાનું મી. ફર્ગ્યુસનને કારણ શું ? એકજ કારણ અને તે એ કે જયાં સુધી તેની જીંદગી હયાત હોય ત્યાં સુધી કોઇ તેના પર આળ લાવી શકે નહિ. જો કેથેરાઇન બ્લૅાક તેની પાસે વધુ પૈસાને માટે વા તેના છોકરાને માટે, કે છોકરાના હક્કને માટે, માગણી કરે તો તે કેથેરાઇનનો યકરાર અને તેની માની સહી બતાવી કહી શકે કે તમો મારા પર બહોતાન મૂકી, મારી પાસેથી પૈસા ઓકાવવા માંડો છો. અલબત્ત, આ એક ખંધા અને દગાબાજ, કાવત્રાખોર માણસના હાથમાં મજબૂત હથિયાર હતું અને આ હથિયાર વડે તે એક અજ્ઞાન, નિર્દોષ બાળાને ધમકી આપતો હતો. તે પોતાના મનમાં તો ચોખ્ખું દીવા જેવું સમજતો હતો કે આ દસ્તાવેજ જાહેરમાં આવવાથી કોડીનો લાભ નથી; કારણ કે, તે છોકરીની વાતનો થોડો અંશજ માનવામાં આવે. છતાં, લોકો તો એમ કહે ને કે, “જો તે છોકરી તરફથી કોઇ પણ પ્રકારના ભયની શંકા ન હતી, કે કંઇ સંબંધ ન હતો તો તારે એવો દસ્તાવેજ લખાવી લેવાની શી જરૂર હતી ?”

એ કાગળો ડેનીવીચના હાથમાં આવ્યા પછી તેણે પહેલાં

તો બ્લોક કુટુંબનો પત્તો મેળવ્યો. આમ કરવામાં તેનો કેટલોક વખત વીતી ગયો. ત્યાર બાદ તે વાલ્ડેઈ કે જ્યાં બ્લોક કુટુંબ રહેતું હતું ત્યાં ગયો. ત્યાં જઈ તેણે બીજી કેટલીક બાતમી મેળવી અને એક કીડાની માફક તેમના વિશ્વાસમાં ગરી ગયો. પછી તેનું કામ રહેલું હતું. રૂશિયામાં નસીબ જોવાનો સામાન્ય વ્હેમ છે. દરેક જણ પોતાનું નસીબ ભટકતા જીપ્સી પાસે જોવરાવે છે. ડેનીવીચે એક જીપ્સી નજુમીનો વેષ લીધો અને બ્લોક કુટુંબના ઘર આગળ જઈ પહોંચ્યો. જ્યારે ડેનીવીચ ત્યાં જઈ પહોંચ્યો ત્યારે કેથેરાઈન છોકરાને લઈ આંગણામાં બેઠી હતી. તેને જોતાંજ તે બોલી ઉઠયોઃ—

"આહા! કેવો મજાનો બાળક છે. પણ અફસોસ! તેનું ભવિષ્ય સારૂં નથી."

"તે શી રીતે? તું શું કહેવા માગે છે?" ગભરાટમાં તે છોકરાની મા બોલી ઉઠી.

"જે છોકરો પોતાનો બાપ કોણ છે, તે જાણતો નથી કે જાણવાનો નથી, તે સારા સિતારામાં જનમ્યો હોય તે કેમ બને?"

"તેના બાપને જાણતો નથી?!" ગુસ્સાથી આવેશમાં ધ્રુજતે સ્વરે કેથેરાઇન બોલી. પછી પગ પછાડતાં તેણે ઉમેર્યું "જુઠ્ઠા! તું શું બકે છે?"

"બાઈ, તું એમ જાણે છે કે મારાથી બધું અજાણમાં છે? નહિ. તમો જે જોઇ શકતાં નથી તે હું જોઇ શકું છું. આ છોકરો એના બાપને જાણતો નથી, એટલુંજ નહિ, પણ કદિ જાણવાનો નથી, કારણ કે, તેનો બાપ મરણ પામેલો છે."

કેથેરાઇને રડી દીધું. તે ડુસકાં લેતી બોલી; "ખરી વાત છે–ખરી વાત છે!"

પોતાની વાત ખરી પડયાથી આનંદ થયો હોય તેવા સ્વરે ડેનીવીચે કહ્યું. "અલબત્ત ખરીજ છે." જરા વાર પછી આત્મ-સંવરણ કરી કેથેરાઇને પૂછ્યું.

"તમો ઘણા હોંશિયાર લાગો છો પણ જો તમે એનો બાપ શી રીતે મરણ પામ્યો તે કહી આપો તો હું તમને ખરા જાણું."

ડેનીવીચે પોતાની આંખો મીચી દીધી અને પોતાના ચ્હેરા પર હાથ ફેરવ્યો અને જાણે મહા વિચારમાં પડયો હોય તેવો ઢોંગ કર્યો. પછી એકાએક ચોંકી તેણે ગંભીરતાથી કહ્યું:—

"તેને કોઇએ મારી નાંખ્યો છે. તેને કોઇએ ગુંગળાવી નાંખ્યાનું જણાય છે."

આ શબ્દો સાંભળતાંની વાર કેથેરાઇન રડી પડી. તેને ભાન રહ્યું નહિ. તે ખુરશીમાં પડી રોવા લાગી–મોટેથી રોવા લાગી.

કેથેરાઇનની મા પણ પાસેજ હતી. તેણે આ બનાવ જોઇ તે નજુમીને ચાલી જવા કહ્યું:

"જોયું તેં ભવિષ્ય! તું હવે અહીંથી ચાલ્યો જા. તેં આવીને નાહક મારી છોકરીને રીબાવી. તે એક ગરીબ જેવી ભોળી છે. અમારે કંઇ ભવિષ્ય જાણવાની જરૂર નથી."

"મા, એમાં મારો શો અપરાધ છે." ડેનીવીચે કહ્યું, 'તમારી દીકરીએ ભવિષ્ય જાણવાની ઇચ્છા બતાવી અને મને

સવાલ પૂછ્યા. મેં તેના જવાબ આપ્યા. એમાં મ્હેં શું ખોટું કર્યું છે?" પછી તેણે એકાએક પૂછ્યું "બાઈ તમારો છોકરો ક્યાં છે?"

છોકરાની માનો ચ્હેરો ફીક્કો પડી ગયો. તેના ચ્હેરાપર ગમગીની છવાઈ. તેણે ધ્રુજતા સ્વરે કહ્યું:–"તે તો ક્યારનોએ સ્વર્ગમાં સિધાવ્યો છે."

"હા, તે ખરી વાત. આપનો એક પુત્ર મરી ગયો છે. વોલ્ગા નદીમાં તે જળ સમાધી પામ્યો છે, તે હું જાણું છું, પરંતુ, હું તો તમારા જીવતા છોકરાની વાત કરું છું. તે કયાં છે, માજી?"

તે વૃધ્ધ સ્ત્રી ચોંકી ઉઠી: તેના મનમાં એક પ્રકારનો ભય ઉત્પન્ન થયો; આ બુઢ્ઢો તે કોઇ જોષી છે કે જાદુગર! એમ તેના મનમાં થઇ આવ્યું. આનાથી તો કોઇ વાત અજાણી કે છાની લાગતી નથી. આ શું! કોઇ મેલી વિદ્યા જાણનાર તો નથીને? આમ તે ભયથી આભી બની હતી, એટલામાં તેની દિકરી કેથેરાઇન બાવરા ચ્હેરે, ભયભર્યાં સ્વરે બોલી ઉઠી: "તમે પધારો, મહેરબાની કરી અહીંથી ચાલ્યા જાઓ. મારો ભાઇ? મારો ભાઇ તો હજારો કોશ દૂર કયાંનો ક્યાં ગયો છે તેનો પત્તો નથી, તે બિચારો ક્યાં રવડતો હશે. તેની પણ ખબર નથી. તે પાછો આવશે કે નહિ તે ઇશ્વર જાણે. ત્યાં તેની શી સ્થિતિ હશે તે પણ પ્રભુ જાણે."

"તે ત્યાં ગયો શું કરવા?" વેષધારી ડેનીવીચે કહ્યું. "અહિં રહ્યો હોત તો શું ખોટું હતું? પણ, હેં બેટા! તું શા માટે મારા

પર રોષે ભરાય છે? હું ઘણો દિલગીર છું, પણ શું કરૂં? મને તારી ઘણીજ દયા આવે છે. તને તે પાપીએ દગો દીધો છે, તને તે બદમાશે ફસાવી છે, તારૂં સત્યાનાશ કર્યું છે, પણ તે કરનાર લોકોની નજરમાં સાધુ અને પરોપકારી પુરૂષ તરીકે આજ પૂજાય છે. લોક હજી પણ તેની વાહવાહ ગાય છે. એ ખરૂં છે, કે તેને પોતાની ફરેબી માટે સખ્ત દંડ આપવો પડયો છે. તેણે પોતાની જીંદગી ગુમાવી છે; પરંતુ તમારી નબળી અવસ્થાને લીધે તેના લોહીનો ડાગ તમારા આંગણાંમાં ચોંટયો છે.

આ શબ્દ ડેનીવીચના મ્હોંમાંથી નીકળતાંનીવાર કેથેરાઇન "ઓ માડીરે," કરતી ધબ લઇ પોતાની માતાના ખોળામાં પછ-ડાઇ. તેની મા પણ ઉશ્કેરાયલે સ્વરે બોલી, " જા, ભાઇ, તું જા. મારા ઘર આગળથી એકદમ ચાલી નીકળ! તને નિર્દોષ આદમીપર ખૂનનો આરોપ મૂકતાં શરમ આવતી નથી? તું જોતિષનો જાણનાર મૂઓ. બળી તારી વિદ્યા. પરમેશ્વરને ખાતર તું ચાલી જા. તારૂં કાળું મ્હોં બતાવ ના. જોયું તારૂં ભવિષ્ય અને જોઇ લીધી તારી વિદ્યા. જા. બાપા. જા—પ્રભુ તુંજ અમારૂં રક્ષણ કર. તારા વગર અમારૂં કોઇ નથી—ઓ દયાળુ દેવ."

આટલું કહેતાં તે વૃધ્ધ બાઇની આંખ્યોમાં ઝળઝળીયાં આવ્યાં. ડેનીવીચનું હૈયું પણ આ કરૂણ દેખાવ જોઈ પિગળ્યું. તે ગુપચુપ ત્યાંથી ચાલી ગયો. ડેનીવીચના મનમાં તો ખાત્રી થઇ કે તેણે કરેલાં અનુમાન ખરાં હતાં. તેણે તે બાઇનાં મ્હોંમાંથી નીકળેલી વાત પરથી તાડી લીધું કે ફર્ગ્યુસનનું ખૂન કરનાર કેથેરાઇનના ભાઇ વગર બીજો કોઇ ન હોવો જોઇએ. જ્યારે તે જુવાન

માણુસને પોતાની બ્હેનની સાથે કરેલી દગાબાજીની ખબર પડી હશે, ત્યારે ખરેખર તેનું લોહી ઉછળી આવ્યું હોવું જોઇએ. તે પ્રમાણિક માણુસનો પીત્તો આવા બનાવથી ઉછળી આવે, એમાં નવાઇ શી! તરતજ તેણે ફર્ગ્યુસનની મુલાકાતની માગણી કરી હોવી જોઇએ, અને પોતાની બ્હેનપરના કલંકને ધોવાનું તો દૂર રહ્યું, પણ તેના પર થયેલા અન્યાયને માટે બદલો માગવા અને તેનો જાહેરમાં સ્વીકાર કરવા, તેણે કૃત નિશ્ચય કર્યો હોવો જોઇએ. આ બધાને માટે તેણે ફર્ગ્યુસનને મળવાનું નક્કી કરી મુલાકાત માટે સમય માગ્યો. એ ખરી વાત છે, કે મી. ફર્ગ્યુસન અને તેની વચ્ચે આ પહેલાં પત્રવ્યવહાર ચાલ્યો હોવો જોઇએ. કારણ કે ફર્ગ્યુસન પરના પત્રમાં તેણે લખ્યું હતું કેઃ "હું તમને આ છેલ્લી તક આપું છું." ડેનીવીચે વેસ્ટપેપરની ટોપલીમાંથી જે કાગળના ટુકડા એકઠા કર્યા હતા અને બાદમાં તેને ચોંટાડીને મેળવ્યા હતા. તેનો લખનાર કોણ હોવો જોઇએ? તે તેના ભાઇ સિવાય બીજું કોણ લખી શકે? તે પ્રમાણિક અને શુભ નિષ્ટા-વાળા યુવાને ફર્ગ્યુસન કંપનીમાં નોકરી કરી હતી. તે તેની ઑફીસ વગેરે સર્વ જાણુતો હતો. સાધુના વેષમાં શયતાને તેની નિર્દોષ બ્હેનપર જે કાવત્રું રચ્યું હતું, તેના ડંખ તેના હૈયાને વીંધી નાંખતો હતો. આ અન્યાય તેના હૈયામાં શલ્યની માફક સાલતો હતો. તે પોતાની વચ્ચે અને ફર્ગ્યુસનની વચ્ચે જે સામા-જીક અંતર હતું, તે વિસરી ગયો. પોતાની બ્હેનની પ્રત્યે થયેલા અન્યાયને દૂર કરવા આતુર બન્યો. તે ફર્ગ્યુસનની પેઢીમાં ગયો. શા માટે? ચોરી કરવા? ચોરી કરે તેવો એ માણુસ ન હતો.

ભૂંટવા? લૂટવાનું તેને કારણ પણ ન હતું. ખૂન કરવા? ખૂન કરે તેવો પાપી ન હતો. તે અભિમાની હતો; પ્રમાણિક હતો; શુધ્ધ નિષ્ટાવાન હતો. ફ્રગ્યુંસને જે કાગળ કેથેરાઇન પાસે લખાવી લીધો હતો, અને જેનાપર તેની માતાની સહી લીધી હતી, તે પાછો માંગવા અને પોતાની બ્હેનના છોકરાને માટે કંઇ બદલો અને પૂરતો ન્યાય માગવા માટે ગયો હતો.

ત્યાર પછી શું બન્યું તે કલ્પવું કઠિન ન્હોતું. પીટર ફ્રગ્યું-સનની ઑફિસમાં ગયો અને ફ્રગ્યુંસન પાસે તેની બ્હેને લખી આપેલા કાગળની માગણી કરી. ગુસ્સાના આવેષમાં તેણે ફ્રગ્યુંસનને ધમકી સુધ્ધાં આપી. ફ્રગ્યુંસન જીદ્દી હતો. તેણે પોતાની હઠ છોડી નહિ, એટલુંજ નહિ, પણ તેણે જુવાન પીટરનું ઘણું અપમાન કર્યું. ન કહેવાના શબ્દ તેને સંભળાવ્યા. રોષના આવેશમાં પીટર ફ્રગ્યુંસનની સ્હામે થયો બન્ને વચ્ચે સખ્ત ઝપાઝપી થઇ અને ગુસ્સાથી અંધ થયેલા પીટરે પોતાના એક વખતના માલેક, મી. ફ્રગ્યુંસનની જીંદગી ચોળી નાંખી. તેણે શું કર્યું, તેનું તેને ભાન સુધ્ધાં રહ્યું નહિ. જુવાન વય, ગુસ્સાનો આવેષ, શરીરનું બળ, એ બધાં એકત્ર થયેલાં ત્યાં કહેવું શું? પીટરને ફ્રગ્યુંસનની જાન લેવાની ઇચ્છા ન્હોતી પણ અજાણતાં તેને હાથે તેનો પ્રાણ ગયો. તેને પોતાની ભૂલ્ય માલમ પડી ત્યારે ઘણો પશ્ચાતાપ થયો. તેને એમ લાગ્યું કે અન્યાયના મૂળરૂપ કાગળ, જે લેવા માટે તે આવ્યો હતો, તે તો તે દગાબાજની પાસે રહી ગયો. આ જાણી તેણે તે કાગળ મેળવવાને માટે ફાંફાં માર્યાં. તીજોરી ફેંદી. તેને કાગળનો પત્તો મળ્યો નહિ અને જેવો આવ્યો હતો તેવો ખાલી

હાથે પાછો ફર્યો.

ડેનીવીચ પોતાની આખી જીંદગીમાં કોઇ ગુન્હેગારની પાછળ પડવામાં નારાજ હોય તો પીટર બ્લૅકને પકડવા નારાજ હતો. તેને ઘણી નાખુશીથી પીટરનો પીછો લેવાની જરૂર પડી. વળી બીજી વાત એ પણ હતી કે ડેનીવીચના સિવાય પીટર ગુન્હેગાર છે, એમ કોઇ જાણતું પણ ન હતું. આ સિવાય તે એ પણ જાણતો હતો કે આટલાં બધાં અઠવાડિયામાં તો તે કયાંનો ક્યાં નાશી ગયો હશે. કારણ કે ડેનીવીચ જ્યારે બુઢ્ઢા નજૂમીના વેષમાં કુથેરાઇનને ઘેર ગયો હતો, ત્યારે તેના મ્હોમાંથી એવા શબ્દો નીકળ્યા હતા કે, 'મારો ભાઇ તો હજારો કોશ દૂર કયાંનો કયાં ગયો છે, તેનો પત્તો નથી.' આ પરથી એટલું તો ચોક્કસ કે પીટર જાતે ખલાસી હોવાથી કોઇ વ્હાણુપર સ્વાર થઈ દૂર ચાલી ગયો હોવો જોઇએ અને તેણે આ બાબતનો કાગળ પોતાની બ્હેનના ઉપર લખેલો હોવો જોઇએ; નહિ તો તેના મ્હોંમાંથી એવા શબ્દો નીકળે નહિ.

એકાએક છાપામાં ખબર આવી કે મી ફર્ગ્યુસનનું રીગાના શાહસોદાગરનું-ખૂન કરનારને સેંટપીટર્સબર્ગ ખાતે પકડવામાં આવ્યો છે. આ ખબરે જાણે બોમ્બનો ગોળો પડયો હોય તેવો ખળભળાટ લોકોમાં મચાવી મૂકયો. 'જેને ખુની તરીકે પકડવામાં આવ્યો છે તેની દાઢી મૂછ અને શરીરની ઇધાણીઓ પરથી તે પીટર બ્લૅક છે એમ કહેવાય છે. તે મી. ફર્ગ્યુસનના ખૂન થયા પછી અમેરીકન સ્ટીમરમાં ન્યુયૉર્કથી ક્રેસ્ટાંડ ખાતે આવ્યો હતો.'

આટલે સૂધી તો ડેનીવીચે ફર્ગ્યુસનના કુકર્મની કહાણી છૂપી રાખી હતી. જયેમ ફર્ગ્યુસને કેથેરાઇન પાસે લખાવેલો કાગળ તીજોરીમાં બંધ કરી રાખ્યો હતો, તેમ ડેનીવીચે પણ મી. ફર્ગ્યુસનની આ વાત તાળાકુંચીમાં બંધ કરી પુરી રાખી હતી. હવે તેને આ ભેદ ખુલ્લો પાડયા સિવાય બીજો માર્ગ ન્હોતો. ફર્ગ્યુસનના ખૂનીના પકડાવાના સમાચારથી લોકોમાં જેટલો ખળભળાટ થયો નહિ, તેથી વધારે ખળભળાટ ફર્ગ્યુસની બદચલનની વાતથી થયો. જયાં ત્યાં લોકોમાં એકજ વાત ચાલતી હતી અને તે માત્ર ફર્ગ્યુસનની. મી ફર્ગ્યુસન જેવો ગરીબનો બેલી, દયાનો અવતાર, આવું કામ કરે, એ શું બનવાજોગ છે? આ બીના બાબત ઘણાએ શંકા જણાવી હતી. બનાવટી બીના છે–તર્કટ છે–એવાં લખાણો થયાં હતાં; પરંતુ, પુરાવા રજૂ કરવામાં આવ્યા, અને કેથેરાઇનના હસ્તાક્ષરનો કાગળ રજૂ કરવામાં આવ્યો. મી. ફર્ગ્યુસનના કુકર્મ માટે શંકા રહી નહિ. લોક લાગણી પણ હવે ઉલટી દિશામાં વહેવા લાગી. વર્તમાનપત્રો પણ પીટરને માટે ઘણું હમદર્દીપણું બતાવવા બ્હાર પડયા અને જોતજોતામાં તેના બચાવને માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું; અને તેનો કેસ ચાલ્યો ત્યારે સર્વે વિગતો કોર્ટમાં રજૂ કરવામાં આવી ત્યારે મી. ફર્ગ્યુસનની કુચાલની શંકા રહી નહિ. ફર્ગ્યુસનના કુટુમ્બ અને આબ્રુ પર જબરો ફટકો બેઠો. ફર્ગ્યુસન કુટુમ્બે કોઇ પણ જાતના ડોળ દમામ વગર બ્લૅાક કુટુમ્બના માણસોને ન્યાય આપવા પુરતું સર્વ કર્યું. તેણે કેથેરાઇનિ અને તેની માતાના નિભાવને માટે એક મોટી રકમ કાઢી આપી, એટલુંજ નહિ પણ કેથેરા-

નના બાળકને માટે પૂરતો બંદોબસ્ત કર્યો.

કોર્ટમાં એ કેસ ચાલ્યો તેમાં એક વાત દીવા જેવી ખુલ્લી બ્હાર આવી અને તે એ કે ડેનીવીચે કરેલા તર્ક સર્વ ખરા હતા. કેથેરાઇનની સાથે ફર્ગ્યુસનના સંબંધની વાત પીટરે પોતાની માતા પાસેથી જાણી લીધી હતી. આ ઉપરાંત ફર્ગ્યુસને પોતાના બચાવને માટે દગાબાજીથી જે દસ્તાવેજ કરાવી લીધો હતો, તે બીના, તે પોતાની બ્હેનની પાસેથી જાણી શકયો હતો. જ્યારે પીટરે પોતાની બ્હેનને સમજણ પાડી કે તેણીએ દસ્તાવેજ લખી પોતાના હાથે પોતાના પગ કાપી આપ્યા હતા, ત્યારે ફર્ગ્યુસનની લુચ્ચાઇ તેના સમજવામાં આવી. આ બીનાથી તેને માઠું લાગ્યું, એટલુંજ નહિ, પણ પીટરને પણ ઘણું ખરાબ લાગ્યું. તે ઘણો ચીઢાયો અને તેણે ફર્ગ્યુસનની સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો. ફર્ગ્યુસને પહેલાં તો દાદ દીધી નહિ. પણ જ્યારે તેનું ભોપાળું ખુલ્લું પાડવાની ધમકી આપી ત્યારે તેણે તેને મુલાકાત આપવા ખૂશી બતાવી. આ મુલાકાત કેવી ભયાનક નીવડી, તે અમારા વાંચકોએ જાણી છે.

જ્યારે આ સઘળી બીના લોકોના જાણવામાં આવી ત્યારે લોકો મી. ફર્ગ્યુસનને સાધુને બદલે શયતાન ઓળખી શકયાં. પીટરને માટે એવી પ્રબળ લોક લાગણી ઉત્પન્ન થઇ કે ન પૂછો વાત. તેને તેના ગુન્હા બદલ અમુક વર્ષ સાઇબીરિયામાં દેશનિકાલની સજા થઇ. અને એટલેથીજ તેનો છૂટકો થયો.

---

# પેરીસની પ્રેમદા

ડેનીવીચનાં પરાક્રમો, જીંદગીના જોખમે કરેલાં કામો, અટપટા કોયડા જેવા કેસો, કેવી નિપુણતાથી ઉકેલ્યા હતા, તે અગાઉની કેટલીક વાતો પરથી સમજી શકયા હશો. છુપી પોલીસના વરિષ્ટ અધિકારી તરીકે તેણે દુનિયાદારીના અનેક રંગઢંગ જોયા હતા. તે જાત જાતના માણસોના સંસર્ગમાં આવ્યો હતો. તે ગુન્હેગારોની તપાસ દરમિયાન જનસ્વભાવના ઉચ્ચતર અને ક્ષુદ્રતર અંશોથી પૂર્ણરૂપે વાકેફગાર થયેલો હતો. જે પ્રકારના મનુષ્યોના સંસર્ગમાં તે આવ્યો હતો તે પરથી તે ઘણો ઘડાયો હતો. સંસારની લીલાથી તે જાણીતો હતો. દુનિયામાં બધાં માણસો સાધુ સ્વભાવનાં હોતાં નથી. સારા સ્વભાવનાં માણસો પણ હોય છે અને નઠારા સ્વભાવના પણ હોય છે. આ અનુભવને લીધે તે મહાન નીતિના ઉપદેશકની માફક માણસોને નિંદતો ન હતો, કે તેમના તરફ ઘૃણાની દૃષ્ટિથી પણ જોતો ન હતો. તેને ઘણીવાર એમ થતું હતું કે આ દુનિયામાં સદ્‌ગુણ અને સુજનતા કરતાં બુરાઇ અને કુકર્મો, વધારે પ્રમાણમાં જોવામાં આવે છે, એ શું? આથી ઘણી વાર તેને અફસોસ થતો હતો. તેણે જે અનુભવ મેળવ્યો હતો તે પરથી તે એવા અનુમાન પર આવ્યો હતો કે મનુષ્યનું વાસ્તવિક જીવન અને એ જીવનની ઘટનાઓ એટલી તો વિચિત્ર હોય છે કે કોઇ

નવલકથામાં તેનો અંશ પણ હોતો નથી. નવલકથાની વાતો કરતાં વાસ્તવિક ઘટના ઘણી વખતે વધારે રમ્ય હોય છે. અને પેરીસની પદ્મિનીની વાત જે અમે વાંચકો સમક્ષ રજુ કરીએ છીએ તે એ વાતનું ઉત્તમ ઉદાહરણ છે. જો આ વાત યથાર્થ ઘટના ના હોત તો જનસમાજના સુધારકો, સમાજ નેતાઓ અને પવિત્રતાને નામે પોકાર ઉઠાવનારાઓએ ધમસાણ મચાવી મૂકયું હોત !

કાઉન્ટ ડેશકોફ રૂશિયાના મહાન ઉમરાવ કુટુમ્બનો યુવાન હતો. રૂશિયાના ઉમરાવો એટલે આપણે ત્યાંના નાના રાજા કે જાગીરદારોની સત્તા ધરાવનાર ઠાકોરો જેવા હતા. તેમનો દોર-દમામ ભારે હતો અને તેમની સત્તા પણ તેવીજ હતી. જે કુટુમ્બમાં ડેશકોફનો જન્મ થયો હતો, તે કુટુમ્બે રૂશિયાના શાહેન-શાહોની ભારે સેવા કરી હતી અને તે કુટુમ્બનો રાજદરબારમાં લાગવગ પણ ભારે હતો. કાઉન્ટ ડેશકોફની પણ રૂશિંયામાં સારી નામના હતી. ડેશકોફ જો કે ઉંમરમાં મોટો ન્હોતો પણ તેણે વિદ્યાર્થી અવસ્થામાંજ ખ્યાતિ મેળવી હતી અને રૂશિયાના નામાં-કિત માણસોના સંસર્ગમાં આવ્યો હતો. કૉલેજમાં તેણે ઘણાં પારિતોષિક મેળવ્યાં હતાં અને વિદ્યાર્થી અવસ્થા પુરી થવા પછી "સૃષ્ટિ ઉત્પત્તિવાદ" નામે એક પુસ્તક લખ્યું હતું. આ પુસ્તકનો વિષય, વિષય ચર્ચવાની છટા, તેનું ઉંડ જ્ઞાન, એ મહાન વિષયની તલસ્પર્શી સમાલોચનાથી રૂશિયાનો વિદ્વાન વર્ગ મુગ્ધ બની ગયો હતો અને રૂશિયાની બ્હાર પણ તેની ખ્યાતિ પ્રસરી હતી. વર્ત-માનપત્રો અને માસિકોએ તેની બુધ્ધિની, પંડિતાઈની, અને તેના

અથાગ પરિશ્રમની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. આ તેના ચારિત્ર્યની એક બાજુ જ હતી. બીજી રીતે તેનું વર્તન એવું હતું કે ઘણીવાર તે ન કરવાનું કરી બેસતો અને સમાજમાં એવો ખળભળાટ મચાવી મુકતો હતો કે જેઓ તેના ઉત્કર્ષને ઇચ્છતા હતા, અને એમ ધારતા હતા કે કોઇ દિવસ આ નવ જુવાન કીર્તિને વરશે તથા રાજકાર્યમાં શ્રી પ્રાપ્ત કરી ઇતિહાસમાં અમર નામ કરશે, તેમના મનને ક્ષોભ ઉત્પન્ન કરી સખ્ત આઘાત બેસતો હતો. તેના આવા પ્રકારના વર્તનને માટે ઘણા બ્હાનાં આગળ ધરવામાં આવતાં હતાં. રૂશિયાના શ્રીમંત વર્ગના યુવાનો, જેઓ અઢળક ધનના માલિક હોય છે, તે ક્યાં એવું કરતા નથી? તેઓના ચારિત્ર્ય કંઈ એનાથી ચઢિયાતાં નથી. યુવાન છે, અનુભવ નથી અને પૈસા છે એટલે એમ બને, વયમાં આવતાં ઠેકાણે આવશે, દુનિયાના રંગઢંગ જોઇ રીઢો થઇ જશે, એમ એને માટે કહેવામાં આવતું હતું.

ડેશકોફે પ્રથમ રૂશિયના પરદેશ ખાતાના પ્રધાન મંડળમાં જોડાઇ થોડો સમય રાજનીતિનો અનુભવ લીધો. ત્યારબાદ પેરીસમાં રૂશિયાના પ્રતિનિધિખાતામાં રૂશિયન એલચીના હાથ નીચે તેની નેમણુંક થઇ. એમ કહેવાય છે કે જુવાન ડેશકોફને પેરીસમાં રહેવાનું ઘણું અનુકુળ થઇ પડયું અને પેરીસની રહેણીકરણીથી તે મુગ્ધ બની ગયો. કાઉન્ટની વય તે વખતે અઠ્ઠાવિશ વર્ષની હતી. તેનો બાંધો દ્રઢ હતો. જુવાનીનો જોમ હતો. તેનો દેખાવડો, ભરાવદાર ચ્હેરો હતો અને ટાપટીપથી પોશાક કરતો હતો. તે સ્વભાવે રસિક અને વિલાસપ્રિય હતો. જીવનના વિલાસ પ્રત્યે

તેને અણુગમો ન હતો. લલિતકળાનો ઉપાસક હતો, સૌંદર્યનો પૂજારી હતો. ખૂશ મિજાજનો, આનંદી પ્રકૃતિનો અને વાક્ચાતુર્યમાં પ્રવીણ હતો. લક્ષ્મીની લીલા લ્હેર હતી. તે 'મોજ-મજાહ' અને 'રાગરંગ' થી રહેતો. જીંદગીના સુખોપ્રત્યે તેને અભાવ ન હતો. જીવનના ઉલ્લાસનો ઉપભોગ કે એ ઘડી મોજ તેને પ્રિય હતી. તે પેરીસના ફેશનેબલ લતા 'શાંપ ઇલીયસી' માં રહેતો હતો. તેને ઘેર મીજબાનીઓ ઉડતી. પેરીસના નામાંકિત નરોને, કોમલાંગી કામીનીઓને નિમંત્રણ થતાં હતાં. આજ બૉલ, કાલે પાર્ટી, ત્રીજે દહાડે એટહોમ, એમ ધામધૂમ ચાલીજ રહેતી હતી. સમાજનો ફેશનેબલ વર્ગ-જેને અંગ્રેજીમાં 'સ્માર્ટ સેટ' કહે છે જેને ખાવું પીવું અને મોજ-મજાહ સિવાય બીજું ધ્યેય હોતું નથી. મધના ટીપાંની પાછળ જેમ મધમાખો એકઠી થાય તેમ દ્રવ્યરૂપી મધની આસપાસ ટોળાંની માફક ઉભરાય છે, તેવાનો કાઉન્ટને તોટો ન હતો. કાઉન્ટ પોતાના કાર્યમાં ચાલાક અને પ્રસંગ પડયે ગંભીર અને સમજુ હતો. તેને કોમળ કાયાવાળી કનકલતા પ્રત્યે પક્ષપાત હતો. તેને ઘેર તેની પ્રશંસા કરનાર, તેની શ્રીમંતાઇને વખાણનાર, તેની સુરૂચીની સ્તુતિ કરનાર, અને તેના ઉત્તમ ભોજનનો યથેચ્છપણે ઉપયોગ કરનારનો તોટો ન હતો. કાઉન્ટ પોતે પણ આ ખુશામતિઓના સ્વભાવથી સારી રીતે પરિચિત હતો, છતાં તેને પોતાનું આ નાનકડું નંદનવન પ્રિય હતું અને ઈંદ્રની માફક ત્યાં આવનારપર નગ્ન સત્તા ભોગવવી એ પ્રિયકર હતું.

કાઉન્ટે આ પ્રમાણે વિલાસપ્રિય પેરીસમાં બે વર્ષ વ્યતિત

કર્યા, ત્યારબાદ એક દિવસે ડેનીવિયને એકદમ પેરીસ જવાનો હુકમ મળ્યો. આવો હુકમ મળવાનું કારણ એ હતું કે કાઉન્ટ ડેશકોફ એકાએક પેરીસમાંથી ગુમ થઇ ગયો હતો અને પૃથ્વીમાં પહેલી પંક્તિની ગણાતી પેરીસની છુપી પોલીસ ઘણા પ્રયત્ન કરવા છતાં તેનો પત્તો મેળવી શકી ન હતી. જાન્યુઆરીની શરૂઆતમાં એક દિવસે કાઉન્ટ ડેશકોફે એક બૉલ–નાચ અને ભોજનની મિજલસ કરી. આ મિજલસમાં ઘણા નર નારિયોને ઇજન કર્યાં હતાં. મેળાવડો ભવ્ય હતો અને કાઉન્ટને ત્યાં જે લખલૂટપણે મિજબાનીઓ થતી હતી, તેમ આ વખતે પણ ઠાઠમાઠ ઓછો ન હતો. એલચીખાતામાં કાઉન્ટની એટલી મોટી પદ્દી ન હતી અને ખર્ચ બીજાને પોશાય તેમ ન હતો, પણ કાઉન્ટ શ્રીમંત હતો અને ઉમરાવ વર્ગનો હતો એટલે તેને પોષાય તેમ હતું, તે કોઈની જાણની બ્હાર ન હતું.

નાચનો રંગ જામ્યો હતો, જોડાંઓ એકમેકની સાથે જોડાઇ ઘુમતાં હતાં. સ્હવારના બેનો અમલ થયો હશે તે વખતે કાઉન્ટે પોતાના પ્રિયતમ મિત્ર યુજેની પીયોંને બોલાવ્યો અને કહ્યું: "મિત્ર! મારે એક જરૂરનું કામ આવી પડયું છે અને તેથી હું જઇને કલાકમાં પાછો આવું છું. મારા ગયાની કોઇને ખબર પડવા દેતો નહિ, એક કલાકની અંદર હું જરૂર પાછો ફરીશ." એટલું કહી કાઉન્ટ બ્હાર નીકળ્યો. દરવાને તેને જાતાં જોયો. કાઉન્ટે કિંમતી ફરકોટ, તેવીજ ભારે કિંમતની હૅટ, અને પેટન્ટ લેધરનાં બુટ પહેર્યાં હતાં. જાન્યુઆરી માસ–શિયાળાની કકડતી ઠંડી–ઘેર નોતરેલા પરોણાઓની ઠઠ, નાચરંગનો બહાર અને તેવામાં

પોતાના શેઠને ઘર છોડી જતા જોઇ દરવાનને ભારે અજાયબી ઉત્પન્ન થઇ. તેણે પોતાના શેઠને પૂછ્યું કે, "ગાડી લાવું ?" શેઠે મિજાજમાં અને દરવાનના કહેવા મુજબ ગુસ્સામાં "ના–" કહી.

રાત ગઈ વ્હાણું વાયું પણ કાઉન્ટ દેખાય શાનો ? નાચ માટે આવેલા પરોણાઓ થાકીને લોથ થઇ ગયા અને એક પછી એક ઘેર ચાલ્યા ગયા. કોઇએ કંઈ ઝાઝી પુછપરછ કરી નહિ. કોઇએ કહ્યું કે કાઉન્ટે જરા છાંટોપાણી વધારે પડતો લીધેલો હોવાથી પોતાના શયનગૃહમાં જઇ સુઇ રહ્યો છે." આ ખુલાસાથી ઘણાનું સમાધાન થઈ ગયું. પણ કાઉન્ટના મિત્ર યુજેનીનું સમાધાન થયું નહિ. તેને અજાયબી લાગી કે કાઉન્ટ જેવો ચાલાક માણસ જે પરોણાઓને કોઇપણ જાતનું ઓછું ન આવે, તેની ખાસ દરકાર રાખનાર, પરોણાઓને છોડી ચાલ્યો જાય એ અજાયબી નહિ તો શું ? કાઉંટ અદબ કાનુનનો જરા પણ ભંગ થવા દે નહિ એ આમ કરે તેનો અર્થ શો ? કદાચ કોઈ ભામાની ભૂરકીમાં પડી, આ મેળાવડાની મોજ કરતાં તેના સમાગમનું સુખ વધારે પડતું જણાવાથી તે તેને લઇ ચાલી ગયો હશે, એમ યુજેનીને લાગ્યું. બીજો દહાડો પણ ગયો અને કાઉન્ટના ગુમ થવાને માટે ઘણાને આશ્ચર્ય અને ચિંતા થવા માંડી.

યુજેનીએ બીજે દિવસે કાઉન્ટની ખબર તેની હોટેલમાં કાઢી. કાઉન્ટનો પત્તો મળ્યો નહિ. પછી તેણે એલચીખાતામાં જઇ તપાસ કરી તો જણાયું કે બે દિવસ થયા તે પોતાની નોકરી પર હાજર નથી. આથી યુજેનીને નવાઇ લાગી, પણ ચિંતા થઇ નહિ. કારણ પુછતાં માત્ર એટલુંજ કહ્યું કે, "જો કે કાઉન્ટ

પોતાના કર્તવ્યને માટે ચોક્કસ કાળજી રાખનાર છે અને તેણે આવું પૂર્વે કદિ કર્યું નથી, છતાં ચિંતા કરવા જેવું કંઇ કારણ નથી." ત્રીજે દિવસે ફરી તપાસ કરી તો પણ કાઉન્ટનો પત્તો મળે શાનો? દરવાનને પૂછતાં 'શેઠ ફરનો કોટ અને કાળી ટોપી, પેટન્ટ બુટ પહેરી ગયા હતા, એટલુંજ તેણે કહ્યું. બીજી ખબર તેને હોય તો આપે ને? કાઉન્ટના મિત્રોને ખબર આપવામાં આવી. તેઓ એકઠા થયા. શું કરવું તે સંબંધી વિચાર કરવામાં આવ્યો, પણ બધા એકમત થયા નહિ. દરવાનના કહેવા પરથી શેઠ ગુસ્સામાં હતા અને રંગમાં પણ હતા, એમ જણાયું. આમ ત્રણ દિવસ થયા એટલે સઘળાને ફિકર પડી અને પોલિસને ખબર આપવામાં આવી. પોલિસે ઉપલક તપાસ કરી. ઝાઝું ધ્યાન આપ્યું નહિ. કાઉન્ટની રહેણી કરણી પરથી પોલિસને એમ લાગ્યું કે "લ્હેરી લાલા છે. કોઇને લઇ સહેલગાહે નીકળી પડયા હશે. થોડા દિવસમાં પાછા અહિંના અહિંજ આવશે." આમ કરતાં બે ત્રણ દિવસ થયા ત્યારે બધાને ચિંતા થવા માંડી. કોઇએ કહ્યું કે કદાચ કોઇ બદમાશની ટોળી કાઉન્ટને ઉપાડી ગઇ હશે અને તેનું ખુન કર્યું હશે. પેરીસમાં બદમાશોનું પુછવું શું? આ ખૂનની વાતે બધાના મન પર અસર કરી. ડીટેક્ટીવોને સૂચના આપવામાં આવી. ખૂનની વાત બધાએ માની પણ લીધી કે તે બનવા જોગ છે.

કાઉન્ટના જેવી સ્થિતિનો માણસ પેરીસમાં બધે જાણીતો; પોતાની ઉદારતા અને ઉડાઉપણાને માટે મશહૂર; જાણીતા ઉમરાવ કુટુમ્બનો અને રૂશિયાના એલચીખાતામાં ઓધ્ધેદાર અદશ્ય થાય

તો પછી આખા શહેરમાં અજાયબી અને સણુસણાટ પેદા થાય એમાં નવાઇ શી? વર્તમાનપત્રોમાં, હૉટેલોમાં, ક્લબોમાં અને ડાન્સીંગ હૉલોમાં જ્યાં જુઓ ત્યાં સઘળાને મ્હોંએ એકજ વાત હતી અને તે કાઉન્ટના ગુમ થવાની. પેપરોમાં ચર્ચા ચાલી. આર્ટિકલો લખાયા અને આટલી બધી ચકચાર થવા છતાં પોલિસને તેની ભાળ મળી નહિ.

અત્યાર સુધી તો કાઉન્ટના અતલગ સગાંને ખબર આપવામાં આવી ન હતી પણ હવે તો આ પ્રકરણે જુદું સ્વરૂપ લીધું, એટલે સગાંને ખબર આપવામાં આવી. તત્કાળ એક સંદેશો મોકલી આપ્યો. આ સંદેશો મોકલીને બેસી ન રહેતાં એક કાસદને પૂરતી વિગત આપી રૂશિયા મોકલ્યો.

કાઉન્ટ રૂશિયા તો ગયોજ ન હતો એટલે આ સમાચારે તેના સગાવ્હાલામાં અને તેના મિત્ર મંડળમાં ભારે ચિંતા ઉત્પન્ન કરી. પૈસાનો સવાલજ ન હતો, એટલે તેના મિત્રોએ અને સગાંઓએ ડેનીવીચને કેસ સોંપવાનો નિશ્ચય કર્યો. ડેનીવીચને બોલાવી મળેલી સઘળી હકીકત જણાવી અને તેણે પેરીસ જઇ ત્યાંની પોલીસની મદદ વગર બને તો જાતે તપાસ કરવી, એમ નક્કી થયું. ડેનીવીચ તરતજ પોતાના કામને માટે રૂશિયા છોડી પેરીસ આવ્યો.

ડેનીવીચ લખે છે કે 'પેરીસ આવ્યા પછી મને જણાયું કે રૂશિયાના રાજ્ય પ્રતિનિધિના હુકમથી કાઉન્ટના ઘરમાંની સઘળી ચીજોની નોંધ કરી, સીલ મારી, ઘર બંધ કરવામાં આવ્યું હતું.

મારૂં પ્રથમ કર્તવ્ય એ હતું કે કાઉન્ટે આત્મહત્યા કરી છે, એમ જે જણાવવામાં આવતું હતું; તેને માટે કંઇ પૂરાવો કે પ્રમાણ મળે છે કે નહિ. મારી પોતાની માન્યતા મુજબ કાઉન્ટને આત્મહત્યા કરવાનું કંઇ કારણ ન હતું. ફ્રેન્ચ પોલિસનો પણ એવોજ અભિપ્રાય હતો, છતાં આત્મહત્યાની અફવા ફેલાઇ હતી અને રૂશિયન પ્રતિનિધિખાતાના કેટલાક માણસો અને બીજા એ બીનાને ભારે વજુદ આપતા હતા. પહેલાં તો એમ ધારવામાં આવ્યું હતું કે કાઉન્ટનું કોઇએ ખુન કર્યું હોવું જોઇએ. આ ધારણા સાચી હોય તો કાઉન્ટના શબનો પત્તો લાગવો જોઇએ. શબનો પત્તો ન હતો. આ કારણને લીધે તેઓ એવા અનુમાનપર આવ્યા હતા કે કાઉન્ટને ફ્રાન્સની હદ બ્હાર લઇ ગયા હોવા જોઇએ કે એક ગૃહસ્થને ન છાજે તેવા વર્તનને માટે, રૂશિયન રાજ્યના પ્રતિનિધિ મંડળને કલંક ન લાગે, તે માટે પોતે છાનોમાનો ચાલી ગયો હોવો જોઇએ. જ્યારે એમ પ્રશ્ન કરવામાં આવતો હતો કે આવું તે શું કામ હોય? ત્યારે તેનો જવાબ સંતોષકારક મળતો નહિ, પણ કંઇ કાળું કામ હોવું જોઇએ એમ કહેવામાં આવતું હતું. મને પોતાને આત્મહત્યાની વાત પર વિશ્વાસ ન હતો, કારણ કે કાઉન્ટનું વર્તન ચોકખું હતું. તેને પૈસાની અકળામણ ન હતી, જાતે પ્રમાણિક હતો. હા, એટલું ખરૂં કે તેને પ્રેમદાઓનો પ્રીતિકર અને સુખકર સહવાસ પસંદ હતો. પણ તેથી શું? પેરીસમાં આ બીના સામાન્ય છે. પેરીસ જેવું મોજીલું શહેર બીજું નથી. આવા પ્રકારના બનાવોને બીજે ઠેકાણે જેટલું મહત્વ આપવામાં આવે છે તેટલું ત્યાં આપવામાં આવતું નથી. એટલું કાઉન્ટનું

વર્તન ખરાબ માનવાને કારણુ ન હતું.

યુજેન યિયુનને કાઉન્ટ સાથે ગાઢો પરિચય હતો. આથી સ્વાભાવિક રીતે કાઉન્ટના વિષયમાં બેચાર બીના પુછી જોઇ. પુછતાં મને એમ જણાવ્યું કે કાઉન્ટની પ્રીતિપાત્ર પ્રેમદાઓ હતી; પણુ કોઈની સાથે તેણે સદાને માટે સંધાણુ કર્યું હોય, એમ જાણુવામાં ન હતું. 'ત્યારે કાઉન્ટ એકાએક પોતાને ત્યાં મીજલસની ઠઠમાંથી પોતાના પરોણાઓને મૂકી ચાલી ગયો શા માટે ?' એમ પૂછવામાં આવતાં તેણે જણાવ્યું કે 'કોઇને એકાએક મળવા ગયો હોય, તે સિવાય બીજું કારણુ સંભવતું નથી.'

અત્રે એટલું યાદ રાખવાની જરૂર છે કે કાઉન્ટ બે વાગે ઘર છોડી ચાલી ગયો હતો. શિયાળાની રાત હતી. જતી વખતે તેને તેના દરવાન સાથે વાતચીત થઇ હતી, તે પરથી તે રોષમાં હતો. આ પરથી બે બાબતો સિધ્ધ થતી હતી. પ્રથમ તો એ કે કોઇ સંજોગવશાત્ તેને બ્હાર જવું પડ્યું હતું. બ્હાર જવાને માટે તેણે પહેલેથી તૈયારી કરી રાખી હતી. બીજું એ કે જે કામને માટે તેને જવું પડયું હતું, તે કામ તેને રૂચીકર કે પસંદ ન હતું. કારણુ કે જતાં જતાં તેણે ગુસ્સામાં કંઇ વચનો દરવાનને સંભળાવ્યાં હતાં. આ બે વાત મહત્વની હતી; કારણુ કે આને લીધે એક ત્રીજી વાત જાણુવાની મને ઇચ્છા થઈ ને તરતજ સવાલ કર્યો કે, "કાઉન્ટને કોઇએ કંઈ સંદેશો કે ચીઠ્ઠી મોકલી હતી ?"

કાઉન્ટના ઘરના નોકરોને રજા આપવામાં આવી હતી. આથી આ પ્રશ્નનો જવાબ મેળવવો, એ સહેલી વાત ન હતી, છતાં ખંતથી તપાસ કરતાં ઓગસ્ત શૌઝી નામના એક નોકરની ભાળ

મળી આવી. કાઉન્ટનો આ વિશ્વાસુ નોકર હતો. જે દિવસે બૉલ–નાચ થવાનો હતો, તે દિવસે તેણે પોતાના શેઠને કપડાં કાઢી આપી, ટીપટાપ કરી પહેરાવ્યાં હતાં. સવાર સુધી મિજલસ પહોંચે તેમ હોવાથી તે પોતાના શેઠની રજા લઈ બ્હાર ગયો હતો. મધરાત પછી જ્યારે તે પાછો ઘેર ફર્યો અને ઘરમાં પેસવા જતો હતો તેવામાં એક માણસ તેની પાસે આવ્યો અને એક સીલબંધ કાગળ તેના હાથમાં મૂકયો અને કહ્યું, "આ કાગળ તમારા શેઠને હાથોહાથ આપજો. એ ઘણો જ મહત્વનો કાગળ છે. કોઇના મરણનો આધાર આનાપર છે."

આ કાગળ લઇ શોઝી દિવાનખાનામાં ગયો, પણ કાઉન્ટને કાગળ આપ્યા પહેલાં સિરનામાપર નજર કરી. કવરપર માત્ર કાઉન્ટનું નામ હતું. બીજું કંઇ સિરનામું બિરનામું કે મોકલનારનું નામ કંઇ હતું નહિ. કવરની ડાબી બાજુએ ઉપલે ખૂણે ફ્રેન્ચ ભાષામાં *Pressant* એટલે તાકિદનો એમ લખેલું હતું અને ધ્યાન ખેંચવા માટે એ શબ્દ નીચે જાડી લીટી તાણી હતી. નાચ પૂર બ્હારમાં હોવાથી, શોઝી પોતાના શેઠની પાસે તરત જઇ શકયો નહિ. થોડી વાર પછી તેણે પોતાના શેઠને શોધી કાઢી ચીઠ્ઠી આપી. કવરપરના અક્ષરો જોઇ તેને ચીઢ આવી હોય એમ જણાયું અને તેણે કવરને ફોડયા વગરજ પોતાના ખિસ્સામાં મૂકી દીધું. અડધા કલાક પછી બીજા નોકરે આવી શોઝીને ખબર આપી કે, "શેઠને પોતાનો ઓવરકોટ અને ટોપી જોઇએ છે માટે તે તેણે ડ્રેસીંગ ટેબલ પર તૈયાર રાખવાં."

એ ચીઠ્ઠી આપવા આવેલા માણસનો દેખાવ કેવો હતો, તે

મેં શોઝીને પૂછ્યું. જવાબમાં વધારે હકિકત મળી નહિ, પણ માત્ર એટલું માલમ પડયું કે આવનાર માણસે સારાં કપડાં પહેર્યાં હતાં. તે સાધારણ ઉંચાઇનો માણસ હતો અને તેને કાળી દાઢી તથા મુછો હતી.

આ કાગળની હકીકત મળતાં ડેનીવીચને વિચાર સુઝયો, જે ફ્રેંચ પોલિસને સુઝયો ન હતો. જો તે કાગળ મળ્યો હોત તો ઘણી બીના પ્રકાશમાં આવત. કાઉન્ટનું ગુમ થવાનું કારણ પણ તેમાંથી મળત. કાગળનો જો કે નાશ થવાનો સંભવ ન હતો અને તે કાઉન્ટના ખિસ્સામાં જ રહેલો હોવો જોઇએ. ગમે તેમ પણ આ કાગળની બિના પરથી ડેનીવિચે નીચે મુજબ તર્ક કર્યાં:

(૧) કાગળમાં મળેલી સૂચનાને લઇને કાઉન્ટ તરતજ ઘર બ્હાર નીકળી પડયો (૨) તે જવાને રાજી ન હતો અને ન છુટકે ગયો, તેથી તે કોઈ પ્રણયપાત્રીને મળવા ભાગ્યેજ ગયો હોય. (૩) તે કાગળ સ્ત્રીએ લખ્યો હોય કે પુરૂષે લખ્યો હોય, પણ લખનારને કાઉન્ટપર એવો અસાધારણ કાબુ હતો, કે પોતાને ઘેર મીજલસ હોવા છતાં, આમંત્રણ કરેલાં નરનારીઓને છોડી, સ્વાગત કરવાનું બાજુએ રાખી તે ચાલી ગયો. આ પરથી સાધારણ અનુમાન એ હતું કે પોતાની સ્વતંત્ર વિચારની રહેણી કરણીને લઈ કાઉન્ટ નીચ માણસના સપાટામાં આવ્યો હતો. તે માણસોએ તેને કેદ રાખ્યો હોવો જોઇએ. તે ઉપરાંત તેને એવા સ્થાનમાં કેદ કરેલો હોવો જોઇએ કે જ્યાં તેને ખબર કે સંદેશો મોકલાવવાનાં સાધન ન હોય. જો એમ હોય તો અત્યાર સુધી તે ચુપ

બેસી રહે નહિ. આ સિવાય તેનું કોઇએ ખૂન કર્યું હોય એવી બીજી સંભાવના હતી. જો ખૂનનો સિધ્ધાંત સ્વીકારીએ તો ખૂનને માટે કંઈ કારણ જણાતું હતું. જો ચોરીને માટે કે પૈસાને માટે ખૂન કર્યું હોય તો તેમ બનવાને માટે પણ કંઇ મુદ્દો ન હતો. કાઉન્ટના શરીરપર જર જવાહિર ન હતું. ઘરમાંજ ચોરી કરવા માટે તેને બહાર કાઢી ગયા હોય, તો તે મિજલસની રાતે જ્યાં સહવાર સુધી માણસોની ધમાલ, ત્યાં ચોરી કરવાનું બને કયેમ? આ સિવાય ખૂનને માટે એકજ કારણ રહ્યું. અને તે એ કે કાઉન્ટને કોઇની સાથે વેર હોય અને તે વેર લેવા માટે કાઉન્ટને ભગાડી ખૂન કર્યું હોય. ખૂન કરવા જેવું કાઉન્ટે કોઇને કારણ આપ્યું હોય, એમ કોઇના જાણવામાં ન હતું.

આ સિવાય એક બીજી વાત લક્ષમાં લેવા જેવી હતી. જે વ્યક્તિએ કાઉન્ટ પર કાગળ લખ્યો હતો, તે વ્યક્તિ કાઉન્ટની સાથે સારા પરિચયમાં હોવી જોઇએ; એટલુંજ નહિ, પણ કાઉન્ટને મુઠ્ઠીમાં રાખે તેવી માહિતી તે માણસને હોવી જોઇએ, એ સ્પષ્ટ હતું. ડેનીવીચે પોતાના તર્ક અને અનુમાન કાઉન્ટના મિત્રોને જણાવ્યા નહિ; કારણ કે તેઓ તેના અનુમાન પર વિશ્વાસ મૂકે તેમ ન હતા અને એક ગૃહસ્થને છાજે નહિ તેવું વર્તન તેને હાથે થયું હોય, એમ માનવાને પણ તૈયાર ન હતા. ડેનીવીચે ફરીથી યુજેન યુનને કેટલાક પ્રશ્નો પૂછ્યા, યુજેનના કહેવાનો સાર એટલો હતો કે તેના મિત્રે કંઇ અનુચિત કાર્ય કર્યું ન હતું. પેરીસના શોકિન નવયુવકો, જે જીવનનો વિલાસ ભોગવે છે, તેવા પ્રકારની વિલાસ વૃત્તિ તેની હતી. પૈસો, યૌવન અને સ્વાતંત્ર્ય

હોય તો પેરીસના રસિકડાંનું જેવું જીવન હોય તેવું જીવન કાઉન્ટનું હતું. ટૂંકમાં એટલું જ કે સમાજના માણસો જે દોષોને ક્ષંતવ્ય દૃષ્ટિથી જુએ છે, તેવા દોષો કાઉન્ટમાં હતા. ધર્મગુરૂઓની દૃષ્ટિમાં આ દોષો અક્ષંતવ્ય ગણાય પણ સમાજ એને એમ માનતી નથી. યુજેન આથી વધારે કહેવાને રાજી ન હતો તેની વાતચીત પરથી એમ જણાતું હતું કે તે મન મોકળું કરીને બધી બીના જણાવતો નથી. ગમે તેમ પણ યુજેને પોતાના મિત્રને અદૃશ્ય થવાનું કારણ કંઇ ગેરવર્ણુંક કે બદમાશોના સપાટામાં આવવા જેવી કંઇ વાત હોય તેની છાતી ઠોકીને ના પાડી.

જ્યારે ડેનીવીચને જણાયું કે યુજેન ખુલ્લા દિલથી વાત કરતો નથી, ત્યારે તેણે ઉત્તેજનાથેં તેને પૂછ્યું, "તમારા મિત્ર કોઈ ગંભીર પ્રકારની સ્નેહલીલાના પ્રસંગમાં સપડાયા હતા કે નહિ?"

"હું જાણું છું ત્યાં સુધી નહિ." યુજેને જવાબ આપ્યો.

"ખરૂં, પણ તમને તમારા મિત્રની પ્રણયલીલાના પ્રસંગો માલમ હોવા જોઇએ કારણ કે તમે તેના નિકટના મિત્ર છો."

"મેં કહ્યું તેથી વધારે હું કંઈ જાણતો નથી."

આ જવાબ તેણે એવી દૃઢતાથી આપ્યો કે ડેનીવીચ સમજી ગયો કે યુજેનને વધારે પંપ કરવામાં ફાયદો નથી. તે કેટલીક બીના જાણે છે, પણ કહેવાને રાજી નથી. આથી તેણે આ વાત આટલેથીજ પતાવી.

આણી તરફ કાઉન્ટના મિત્રો ચિંતાગ્રસ્ત થવા લાગ્યા. આટલા દિવસ થયાને કાઉન્ટનો પત્તો મળ્યો નહિ, એ શું? તેઓ નકામા

બેસી રહ્યા ન હતા ? પોલિસ તો કહેતી હતી કે કાઉન્ટનું ખૂન થયું હોવું જોઇએ. તે સિવાય બીજો મુદ્દો તેમને જણાતો ન હતો. પોલિસે એમ સૂચવ્યું કે કંઈ ઇનામ જાહેર કરો, અને તેમ કરવાથી કદાચ પત્તો લાગવાનો સંભવ છે. બે ઇનામ જાહેર કરવામાં આવ્યાં. જો કોઇ કાઉન્ટને જીવતો આણી આપે કે જીવતો હોય તો તેનો પત્તો મેળવે તેને ૧૦૦૦૦ ફ્રાન્ક ઇનામ આપવા અને જો તેનું ખૂન થયું હોય, તો તેનું શબ મેળવી આપનારને ૫૦૦૦ ફ્રાન્ક આપવા, એમ ઇનામ જાહેર કરવામાં આવ્યાં. પણ કાઉન્ટનો પત્તો મળ્યો નહિ. સીન નદિ પર રહેતા મનુષ્ય નદિના જળમાંથી મળી આવતા પદાર્થોની શોધ રાખે છે. તેમણે બે ત્રણ મુડદાં શોધી કાઢયાં. વર્તમાનપત્રોમાં છપાયું છે કે કાઉન્ટનું મુડદું મળી આવ્યું છે, પણ તપાસને અંતે એમ જણાયું કે મુડદામાં એક પણ કાઉન્ટનું હતું નહિ. બીજા દશ હજારનાં ઇનામની લાલચ પણ કંઇ કામ કરી શકી નહિ.

ઇનામની આશાએ કાઉન્ટનો મૃતદેહ મેળવવા ઘણાએ કોશિષ કરી પણ કંઇ પરિણામ આવ્યું નહિ. આ પરથી એટલું તો નક્કી હતું કે કાઉન્ટના ઉપર કોઇએ કાવત્રું રચ્યું હતું અને કાઉન્ટ એ કાવત્રાંનો ભોગ બની ગયો હતો. આ સિવાય બીજી બીના લક્ષમાં લેવા જેવી એ હતી કે કાવત્રાખોરો ઇનામની લાલચની પર્વા કરે તેવા ન હતા. આ પરથી કાઉન્ટ જીવતો હતો એમ અનુમાન કરવું એ પણ આધાર વગર હતું. કોઇએ તેનું ખૂન કર્યું હોય, એ બનવાજોગ હતું અને ખુનીઓએ તેના મુડદાને ગુમઆસ કર્યું હોય તો તે પણ બનવાજોગ હતું. આવા નાજુક

પુરાવા છતાં ડેનીવીચે ખૂનીઓનો પત્તો મેળવવાને અને કાઉન્ટનો ભેદ ઉઘાડો પાડવાને હિંમત ખોઇ નહતી. તે ઠંડે કલેજે પોતાનું કામ કર્યે જતો હતો. તેને એમ ખાત્રી હતી કે આ ભેદનો પત્તો કાઉન્ટની ચાલચલગત અને રહેણી કરણીપરથી અવશ્ય મળી આવશે; અથવા તો તેના સર સામાનમાંથી કંઇક સાધન મળશે ખરૂં. ડેનીવીચે તેનો સરસામાન શોધવાને માટે માગણી કરી, પણ કાઉન્ટના લાગતા વળગતા અને મિત્રોને આ વાત રૂચી નહિ. તેમને એમ લાગ્યું કે તેના કાગળ પત્રોમાંથી રખેને કંઇ એવી વિગત બ્હાર પડે કે કાઉન્ટની આબરૂ જાય. આથી તેમણે તેનો સરસામાન શોધવા રજા આપી નહિ. ડેનીવીચે કંટાળીને કાઉન્ટના સગાને કાગળ લખ્યો, અને તેમાં જણાવ્યું કે કાઉન્ટના મિત્રોને સખ્ત તાકિદ કરો કે મને કાઉન્ટનો સરસામાન અને કાગળ પત્રો જોવા દે. ડેનીવીચનો કાગળ વાંચી કાઉન્ટનો પિતા એકદમ પેરીસ આવ્યો. કાઉન્ટનો સરસામાન કબ્જે લીધો. ડેનીવીચે અને કાઉન્ટના પિતાએ તેનાં કાગળિયાં તપાસી જોયાં. કાગળોમાં સરકારી કામકાજનાં બંડલો, સગાંવ્હાલાંને લખેલા કાગળો, અને રૂશિયામાં રહેતી તેની ભાવી પ્રિયતમાના થોડાક પત્રો હતા. તેમાં વિશેષ કંઇ જાણવા જેવું ન હતું. તે છોકરીને કાઉન્ટને માટે ઘણી સારી લાગણી હતી અને કાઉન્ટના પિતાના કહેવા મુજબ, બંનેનાં લગ્ન થવાનાં હતાં અને કાઉન્ટના એકાએક ગુમ થવાના સમાચાર સાંભળી તે ઘણી દુઃખી થઇ હતી.

કાગળોમાંથી કંઈ જાણવા જેવી વિગત મળી નહિ પણ તપાસ કરતાં કાઉન્ટના હાથની લખેલી એક ડાયરી મળી આવી.

આ ડાયરીમાં કાઉન્ટે પોતાના મનના ઉભરા કાઢયા હતા. લખાણુમાં ભંગ ન હતો. નિયમિત રીતે ડાયરી લખાયલી પણ ન હતી છતાં પ્રસંગોને લઇને પોતાના મનની હાલત આ ડાયરીમાં નોંધી હતી. ડાયરીમાંના કેટલાક ફકરા જે પર ડેનીવીચનું ધ્યાન ખેંચાયું હતું તે નીચે મુજબના હતા.

* * *

"મને ઘણી વખત એમ વિચાર થાય છે કે આપણે હાથે જે કામ થાય છે, તેની જુમ્મેદારી કોની? આપણે જે કંઇ પાપરૂપ કરીએ છીએ, તે જાણી બુઝીને કરીએ છીએ કે આપણા મનમાં એક જાતની પ્રેરણા થઇ આવે છે અને આપણે અટકાવ ન કરી શકવાથી પાપ કર્મમાં પ્રેરાઇએ છીએ? જો એ નસિબ, પ્રારબ્ધ વા તકદિરનુંજ પરિણામ હોય, તો એ પાપને માટે આપણે કેટલા અંશે જુમ્મેદાર ગણાવા જોઇએ? મારા મનમાં અમુક કાર્ય કરવું એવી ઇચ્છા શા માટે થાય છે? એ ઇચ્છાને પ્રેરનાર કોણ? મારા ધર્મના ગ્રંથો તો સ્પષ્ટ આજ્ઞા કરે છે કે 'પાપ કર્મ કરતો ના.' કબુલ, પણ એ કર્મ કરવાની વાંછના શાથી થાય છે? એની પ્રેરણા કોણ કરે છે? એ પ્રેરણા જો ઉત્પન્ન કરી તો તેને રોકવાનું બળ શા માટે આપ્યું નહિ? શા માટે પ્રલોભનો ઉત્પન્ન કર્યાં? જો એ પ્રેરણાને રોકવાનું મારામાં બળ નથી તો પછી એ કાર્ય કરવા માટે હું ગુન્હાપાત્ર શી રીતે ગણાઉં! દૂનિયાંના લોકો તો એમજ કહેશે કે આ તર્ક નથી, અને કેવળ વિતંડા છે; પણ ખરેખર જે કાર્યનો અટકાવ કરવાની શક્તિ મારામાં નથી તે કાર્યને માટે કે તેના ફળને માટે હું શા માટે દોષપાત્ર લેખાઉં?

મને તો ઘણીવાર પેલા ફારસી કવિ ઓમર ખય્યામનું કહેવું સત્ય ભાસે છે. મને ઘણીવાર એમ લાગે છે કે પ્રત્યેક માણસમાં બે પ્રકારના નિર નિરાળાં વ્યક્તિત્વ હોય છે. તેનું એક વ્યક્તિત્વ એક માર્ગે પ્રેરે છે, બીજું બીજે માર્ગે. એક એક પ્રકારની ઇચ્છા કે વાંચ્છનાની તૃપ્તિ ઇચ્છે છે જ્યારે બીજું તેની અવહેલના કે તિરસ્કાર કરે છે. મારામાં પણ તેમજ છે. પહેલા પ્રકારનું બળ મને એવા માર્ગે લઈ જાય છે કે જે માર્ગે હું જવા ઇચ્છતો નથી. બીજું મને બીજા માર્ગેજ વાળે છે. શું દરેક માણસ મારા જેવાં હશે ? પ્રત્યેકનું જીવન શું એવુંજ હશે ?

* * *

સમુદ્રના કિનારા પાસે એક પ્રકારની ઝીણી માટીનો કાંપ-કીચડ હોય છે. આ કીચડમાં જો કોઇ માણસ ભરાઇ પડે તો તે છૂટવા માટે જેમ જેમ યત્ન કરે, તેમ તેમ ઉંડો કળતો જાય છે. અને મોત તેનો છૂટકારો ન કરે ત્યાં સુધી તે તેમાં દટાઇ રહે છે. એક પ્રકારની એવી જાળ બને છે કે જો માણસ એમાં સપડાયો તો તેના ભોગજ સમજવા. તે જાળમાંથી છુટવા માટે જેમ જેમ યત્ન કરે તેમ તેમ તે તેમાં વધારે ગુંચવાતો જાય છે અને એવો સજ્જડ ભેરવાય છે કે મોતથીજ છુટકારાનો દમ નીકળે છે. આ એક જાતની ઉપમા, રૂપક કે દષ્ટાંત છે, પણ દષ્ટાંત, રૂપક અને ઉપમા વડેજ ઘણી મુશ્કેલ વાતો સ્હેલાઇથી સમજી શકાય છે. હું પણ એવીજ એક જાળમાં સપડાયો છું. છુટો થવાને માટે ફાંફાં માર્યા કરૂં છું. જો એ જાળમાંથી છુટો થવા પામું તો ખરેખર આ દુનિયાંમાં સાચી પ્રીતિના સુખનું પાન

કરી શકું. પણ બન્યું તે ન બન્યું થાય તેમ નથી. આપણે ભલેને લોહીનાં આંસુ વર્ષાવીએ પણ યાદદાસ્તની શિલા પર જે લખાયું છે, તે કદિ ભુસાતું નથી. રૂશિયામાં રહેતી તે પવિત્રતાની મૂર્તિને ખબર પડે કે મેં તેની વિશુધ્ધતાની ભાવનાને કલંકિત કરી છે, તો તેને કેટલું દુઃખ થાય? જો તે એમ જાણે કે મારૂં વર્તન શુધ્ધ નથી તો તેના હૈયામાં શૂળ ભોકાયા જેવું થાય નહિ? શું મારૂં જીવન એવું વિશુધ્ધ છે કે તે પ્રેમની અને પવિત્રતાની મૂર્તિની સામે નિખાલસ દિલથી હું જોઇ શકું ખરો? નહિજ. તે મારામાં જે પવિત્રતા ધારે છે તે મારામાં છે ખરી? અરેરે! મને એમ લાગે છે કે હવે મારા અને તેના વચ્ચે અંતરાયનો મોટો પહાડ ઉભો થયો છે. મને લાગે છે કે તેને હું ફરીથી મળીશ નહિ. શા માટે મારા મનમાં એવો ખ્યાલ પેદા થાય છે? હા! હું સમજું છું. જ્યારે તે નિર્મળ મનની ભોળીને મારી અધમતાની ખબર પડશે ત્યારે તેના દિલને કેવો સખ્ત આઘાત લાગશે! તેનું હૈયું ચિરાઇ જશે. આ વિચાર આવતાં મારૂં મન શત વૃશ્ચિકના દંખની વેદના અનુભવે છે. આવાં બે પ્રકારનાં જીવન શા માટે ઇશ્વરે મનુષ્યને માટે સરજ્યાં હશે? મારા મિત્રો મને એકજ જાતનો માણસ માને છે પણ મારી ઓરડીના એકાંતમાં મારા પોતાની અવસ્થા જોઇ મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે.

× × ×

આ શી મારી નબળાઇ! એ નબળાઇને હું દૂર કરીશ. મારા ખોટા ખ્યાલની બેડીના બંધનો હું તોડીશ. આશા મારા કાનમાં મીઠડું ટહુકે છે. જુવાની છે–બળ છે–સ્ફુર્તિ છે. ઉન્નત માર્ગે

ફરીથી પ્રયાણ કરીશ. કીર્તિની વરમાળ વરીશ. અત્યાર સુધી મારૂં જીવન ભૂલા પડેલા વટેમાર્ગુના જેવું હતું. મારી દિશાભૂલ થઇ હતી. પ્રજ્ઞા મારો પંથ ઉજમાળી રહી છે. હું એ વાત વિસરીશ નહિ, બંધનોને ગણીશ નહિ. મારા માર્ગમાં આવતા અવરોધને દૂર કરીશ. હવે ડગવાનો નથી. મેં કૃત સંકલ્પ કર્યો છે. મેરી! મેરી! તું મને કીચડમાં ઘસડી લઇ જઇ શકે તેમ નથી. જો ડગ્યો તો ફગ્યો. મારૂં કર્તવ્ય મને સ્પષ્ટ જણાય છે. મારા મિત્રોએ અને સગાં સંબંધીઓએ મારે માટે ઉચ્ચ આશા બાંધી છે. મારે મારી બુધ્ધિનો સદુપયોગ કરી, વિમળ નામના મેળવવી જોઇએ. આ એ પ્રકારની જીંદગીથી હું કંટાળી ગયો છું. મારે મારી ભાવી પ્રિયતમાના પ્રાણને કમ્પારી આવે તેવું કરવું, એ શું સારૂં છે? નહિ. હું નોકરી પરથી રાજીનામું આપીશ. પેરીસ છોડીશ. રૂશિયા જઇશ. લોકોમાં મારી ચર્ચા થશે. આવી નોકરી છોડવા માટે મને મુર્ખો ધારશે. પણ તેથી શું? હું કહીશ કે મારા કામને અને મારી નેમને સમજવા તે સમર્થ નથી. મેં યુજેની પિયુનને મારા મનની વાત કરી છે. હું ધારૂં છું કે જરૂર તે મારા કાર્યમાં મને મદદ કરશે.

*                *                *

ડાયરીમાં કેટલીક મુદ્દાની બાબતો હતી. આ બાબતો ડેનીવીચના લક્ષની બ્હાર નહતી. કાઉન્ટે પોતે પોતાનો ભેદ ડાયરીમાં ખુલ્લો કરી દીધો હતો. કોઇને કદાચ એમ પ્રશ્ન થશે કે કાઉન્ટે શા માટે ડાયરી રાખી હશે? એ શું એની મુર્ખતા ન હતી? ખરી પણ ઘણા કપીંણ ગુન્હેગારો પોતાની ડાયરીના પુરાવા પરથી સજા

પામ્યા છે. ઘણા માણસોને પોતાના વિચાર નોંધવાની ટેવ હોય છે, અને તે નોંધીને વાંચવામાં તેમને પરમ આનંદ થાય છે. કાઉન્ટની ડાયરીમાંના લખાણપરથી એટલું તો સ્પષ્ટ પ્રતિત થતું હતું કે કાઉન્ટના જીવનમાં કંઇક કાળા પ્રસંગો હતા. એ વાત સ્પષ્ટ રીતે તરી આવતી હતી. પ્રથમ તો એ કે કાઉન્ટના જીવનમાં કોઇ સ્ત્રી અપૂર્વ ભાગ ભજવતી હતી. અને બીજું એ કે યુજેની પિયુનને સઘળી હકિકત માલમ હતી. યુજેની પિયુનને જેટલી હકિકત ખબર હતી તેમાંથી થોડી પણ તે જણાવતો ન હતો આથી ડેનીવીચે કરેલું અનુમાન ખરૂં ઠર્યું છે. યુજેની ઘણો ખંદો માણસ છે.

સ્વાભાવિક રીતે કાઉન્ટની ડાયરી વાંચી તેના પિતાના દિલને ભારે આઘાત થયો. તેને ખુલ્લું જણાઇ આવ્યું કે મારા દીકરાની ચાલ-ચલગત ઉચ્ચ કુટુમ્બના માણસને શોભા આપે તેવી નથી. કાઉન્ટનું કુટુમ્બ ઘણું નામીચું હતું. રૂશિયામાં તેમની ભારે કીર્તિ હતી. એ કીર્તિને ડાઘ લાગે તો તે કાઉન્ટનો પિતા પોતાનો જીવ આપવા તત્પર થાય તેવો હતો.

હવે પ્રશ્ન એ હતો કે આ મેરી કોણ અને તેનો પત્તો શી રીતે મળે? માનો ન માનો કાઉન્ટનું અદૃશ્ય થવાનું કારણ મેરી અવશ્ય હોવી જોઇએ, એમ તર્ક કરવો ખોટો નહોતો. કાગળોમાં એક પણ કાગળ મેરીના નામનો મળી આવ્યો ન હતો. બીજા કાગળોમાં પણ તેનો ઉલ્લેખ ન હતો. બીજા કાગળોમાંથી પણ કંઇ મેરીના વિષે પ્રકાશ નાંખે તેવું કંઇ ન હતું. શોધ કરતાં ટેબ-લના ખાનામાંથી એક ફોટોગ્રાફ મળી આવ્યો જેમાં સ્ત્રીના હાથના

મરોડમાં લખ્યું હતું કે:

"તારી—સદાની તારી મેરી."

ચિત્ર પરથી મેરીની ઉંમર ૨૦—૨૨ ની જણાતી હતી. ચ્હેરો ઘણોજ દેખાવડો હતો. પેરીસિયન પોશાકની ભભક હતી. આ છતાં તેના અક્ષરોનો મરોડ એટલો બધો ખરાબ હતો કે તેણે ઉચ્ચ શિક્ષણ લીધું હોય એમ જણાતું ન હતું.

ડેનીવીચને એમ લાગ્યું કે ગુન્હાની સુગ આવી છે. કંઇ આછો પત્તો મળ્યો છે ખરો. જો કે પુરાવો ઘણોજ નાજુક છે પણ કોશિષ કરવાથી કંઇ પરિણામ આવ્યા વિના નહિ રહે. મેરીનો પત્તો ગમે તે પ્રકારે મેળવવો જોઇએ. તેના પત્તા વગર ગુન્હેગારોની ભાળ લાગવાનો સંભવ નથી. મેરીનો પત્તો મળે શી રીતે? પેરીસ કંઇ ન્હાનું સુનું શહેર નથી. ત્યાં તો એવી સેંકડો નહિ પણ હજારો મેરીઓ રખડતી ફરે, ત્યાં આ મેરીને શી રીતે શોધી કાઢવી? ડેનીવીચ હિંમત હારે તેવો માણુસ ન હતો. સ્હેજ ધાણી મળે તો આખો કેસ શોધી કાઢે તેવો બાહોશ હતો. પણ આ કેસમાં સામાન્ય મુશ્કેલીઓ ન હતી. ભારે ઇનામ જાહેર કરવામાં આવ્યાં છતાં, કાઉન્ટ સંબંધી કશી હકિકત બ્હાર આવી ન હતી. આ પરથી એટલું સિધ્ધ થતું હતું કે જેઓએ કાઉન્ટને અદ્રશ્ય કર્યો હતો તેમને એ બીના છુપી રાખવાને મજબુત કારણો હતાં. આ કામમાં એક માણુસનો હાથ હોય કે વધારે માણુસોનો હોય, પણ તેઓ દશ હજારના ઇનામથી લલચાયા ન હતા. આ સંજોગો જોતાં ડેનીવીચનું કાર્ય સ્હેલું ન હતું. વળી આ ઉપરાંત એમ લાગતું હતું કે કાઉન્ટના નાણાં કે તેની મિલ્ક-

તને લઇને કોઇએ તેને ભગાડી અદૃશ્ય કર્યો ન હતો. પેરીસની બેંકમાં કાઉન્ટનું ખાતું હતું પણ આમાંથી તેણે ઝાઝાં નાણાં ઉપાડયાં ન હતાં. તે ગુમ થઇ ગયો તેના એક અઠવાડિયા અગાઉ તેણે ૩૦૦૦ હજાર ફ્રાંક ઉપાડયા હતા. પણ ડેનીવીચ જ્યારે આ પ્રમાણે તપાસ કરી રહ્યો હતો ત્યારે એક બનાવ બન્યો. આ બનાવથી કાઉન્ટના કેસનું આખું સ્વરૂપ પલટાઇ ગયું.

બનાવ આ પ્રમાણે હતો. કાઊન્ટ પેરીસની બેન્ક સિવાય બેન્ક ઓફ રૂશિયાની મોસ્કો ખાતેની શાખામાં ભારે રકમ જમા રાખતો હતો. મોસ્કોની પડોશમાં કાઉન્ટની મોટી જાગીર હતી. તેના ખેતરોની, જમીનના ભાડાની આવક ઉપરાંત એક શણની મોટી મીલ હતી. આ મીલની બાદશાહી આવક હતી.

આ બધાં નાણાં બેંકમાં ભરાતાં હતાં. મોસ્કો ખાતે કાઉન્ટની પેઢીનું કામકાજ એક એજન્ટ કરતો હતો. લગભગ ૫૦ વર્ષ થયાં તે માણસને કાઉન્ટના કુટુમ્બ સાથે સંબંધ હતો. જે રોકડ નાણું આવે તે રોજનું રોજ બેન્કમાં ભરી દેવાની રીત હતી. અને એમ કરવા એજન્ટને સખ્ત તાકીદ હતી. આથી બેન્કમાં ભારે રકમ જમા પડી રહેતી હતી. એક દિવસે એમ બન્યું કે એક પીટર પાવલોવીચ નામની એક શણના વેપારની મોટી પેઢીએ ૧૦૦૦૦૦ ફ્રાંકની હુંડી આપી. આ હુંડી પર કાઉન્ટના અક્ષર જેવીજ સહી હતી અને બેન્કની મોસ્કોની શાખામાં નાણાં ભરપાઇ થવાનાં હતાં. હુંડી અપાઇ, નાણાં ભરપાઇ થઇ ગયાં. પેઢીનો માણુસ જે પૈસા વસુલ કરી ગયો તેણે પોતાને એ પેઢીના ભાગિયા પોલનો દીકરો હતો એમ જણાવ્યું હતું.

એક અઠવાડિઆ પછી ભરપાઇ થઇ ગયેલી હુંડી બેન્કે કાઉન્ટના એજન્ટને મોકલી આપી. એજન્ટે તરતજ કહ્યું કે આ કાઉન્ટના ખુદના અક્ષર નથી. કોઇની બનાવટી સહી છે. પીટર પાવલોવીચની પેઢી રીગામાં હતી. તારથી પેઢીને ખબર કરવામાં આવી. પેઢી તરફથી જવાબ આવ્યો કે કાઉન્ટની સાથે કંઇ લેણુદેણુ હતું નહિ. કાઉન્ટે તેમની પેઢીપર હુંડી લખી આપી નથી અને જે માણસે પીટર પાવલોવીચની સહી કરી હોય, તેને આ પેઢી સાથે કંઇ લાગતું વળગતું નથી. આ બીનાએ સણસણાટ પેદા કર્યો. એટલુંજ નહિ પણ કાઉન્ટનાં નાણાં છીનવી લેવા માટે કોઇ કાવત્રાખોરની ટોળી હયાતીમાં છે એમ સ્પષ્ટ સિધ્ધ થયું. ડેનીવીચે અનુમાન કર્યું કે જે માણસે હુંડીનો દેખાડ કરી પૈસા લીધા હતા તે માણસ કાઉન્ટથી સારી રીતે વાકિફગાર હતો અને જો આ માણસનો પત્તો મળે તો કાઉન્ટના ગુમ થવાનું કારણ કે ખુદ કાઉન્ટનો પત્તો જરૂર મળી આવે. આ સાથે એક બીજી બીના પણ લક્ષમાં લેવા જેવી હતી અને તે એ કે એ માણસ કાઉન્ટની હકિકતથી વાકિફગાર હતો. એટલુંજ નહિ, પણ તે માણસ રૂશિયાનો પણ ભોમિયો હતો. પીટર પાવલોવીચની પેઢી રૂશિયામાં ઘણી મશહૂર હતી. તે લાખો રૂપિયાની લેવડદેવડ કરતી હતી અને આવી એક પેઢી એક લાખ રૂપિયાની હુંડી બેન્કને આપે અને બેન્ક સ્વીકારે તેમાં નવાઇ ન હતી. વળી કાઉન્ટનો પણ વેપાર ધંધો ન્હાનો ન હતો. ગમે તેમ પણ બેન્કે પૂરતી તપાસ કર્યા વગર એકદમ આવી મોટી રકમની હુંડી ભરપાઇ કરી તેને માટે બેન્કની અને બેન્કના કારભારની વગોવણી થવા લાગી.

જેવી ડેનીવીચને આ બીનાની ખબર પડી કે તે એકદમ મોસ્કો ઉપડી ગયો. તેને એમ લાગ્યું કે મોસ્કોમાં આ આદમી સંબંધી કંઇક હકિકત મેળવી શકીશ. અને એમાંથી કાઉન્ટને લગતી હકિકત કદાચ મળી આવશે. મોસ્કો પહોંચ્યા પછી બેન્કમાં તપાસ કરતાં માલમ પડ્યું કે જે શખ્સે પીટર પાવલોવીચની પેઢીને નામે સહી કરી હતી, તે માણસ મજબુત બાંધાનો, ભૂરી આંખોનો, લંબગોળ ચ્હેરાનો, અને દાઢી મુંછ રાખનાર હતો. તેની ઉમર ૩૦ થી ૩૨ હશે એમ અનુમાન થઇ શકતું. તેણે જે પહોંચ લખી હતી તેના અક્ષરોનો મરોડ અને વળાણ કલાર્કો લખે છે તેવું હતું. આ વર્ણન પરથી તે માણસને શોધી કાઢવો અને તે પણ મોસ્કો જેવા મોટાં શહેરમાં અસંભવ હતું. સાથે એક વાત એ પણ હતી કે તે માણસ કાઉન્ટના ઓળખીતા વર્ગમાંનો અવશ્ય હતો.

મોસ્કોમાં કાઉન્ટનો જે એજન્ટ હતો, તે પોલાન્ડનો વતની હતો અને તેનું નામ પેડ્રોસ્કી હતું. તે ઘણો પ્રમાણિક અને ચાલાક માણસ હતો. કાઉન્ટના પિતાનો તેનાપર વિશ્વાસ હતો. તેને એ માણસ સંબંધી પુછપરછ કરતાં કંઇ પત્તો મળ્યો નહિ; પણ તેણે એટલું તો ખાત્રીથી જણાવ્યું કે તે માણસ મોસ્કોનો વતની ન હોવો જોઇએ. જો કે તે આ શહેરનો પૂરેપૂરો ભોમિયો તો જરૂર લાગે છે. જો આમ હોય તો તે માણસ બ્હાર ગામથી આવી, મોસ્કોમાં ધામો નાંખી, પૈસા લઇ પસાર થઇ ગયો હોવો જોઇએ. ડેનીવીચને તપાસ કરતાં માલમ પડ્યું હતું કે તે માણસે સાડા દશ વાગે હુંડીનો દેખાડ કર્યો હતો અને તે બ્હારગામનો હોય તો તેણે કોઇ હોટેલ, કાફે, કે વીશીમાં ઉતારો લીધો હોવો જોઇએ. આથી

તેની જૂદી જૂદી હોટેલોમાં કાફેમાં અને વીશીમાં તપાસ કરવી જોઇએ. રૂશિયામાં ફ્રાંસમાં અને જર્મનીમાં એવો કાયદો છે કે દરેક હોટેલ, કાફે અને વીશીવાળાએ પોતાને ત્યાં ઉતરનારનું નોંધ પત્રક રાખવું પડે છે. આથી કોઇ નવા આવનારની શોધ સ્હેલાઇથી મળી શકે છે. ડેનીવીચે તર્ક કર્યો કે જો તે હુંડી દેખાડનારનો મુદ્દો પૈસા લઇ ચાલી જવાનો હોય તો તે માણસ રેલ્વેની નજીકમાં જ રહેવાનું વધારે પસંદ કરે. સ્ટેશન પાસેની વીશીઓ અને હોટેલોમાં તપાસ કરતાં ' ટ્રાવેલર્સ જોય ' નામની એક થર્ડ કલાસ હોટેલમાં જેણે હુંડી વટાવી હતી તે ત્યાં ચાર દિવસ રહ્યો હતો અને જે દિવસે હુંડીનાં નાણાં ભરપાઇ થયાં તે દિવસેજ તે મોસ્કો છોડી ચાલી ગયો હતો. જવાને દિવસે તેણે હોટેલનું બીલ ચુકવ્યું હતું. બીલ ચુકવવા માટે એક હજારની નવી કોરી કકડતી નોટ આપી હતી. હોટેલવાળા પાસે પુરતું પરચુરણ નહિ હોવાથી તેણે તે નોટ એક મનીચેન્જર—જૂદા જૂદા દેશનાં નાણાં લઇ તેને બદલામાં વટાવ કાપી ચલનશાઇ નાણાં આપવાનો ધંધો કરનાર—ને ત્યાં વટાવી. જેણે તે નોટનો નંબર નોંધી લઇ પછી પૈસા આપ્યા હતા. આ નંબર પરથી તપાસ કરતાં ડેનીવીચને જણાયું કે એ નંબરની નોટ બેન્કે હુંડી વટાવનારને આપી હતી. આટલી નાની શોધ પણ મહત્વની હતી. આ પરથી એટલું તો સિધ્ધ થતું હતું કે જેણે આ નોટ આપી હતી તેણે ખોટી રીતે હુંડીનાં નાણાં લીધાં હતાં.

આગળ તપાસ કરતાં માલમ પડયું કે પીટર પાવલોવીચના ખોટા નામધારી માણસને, તે જેટલો વખત મોસ્કો રહ્યો તેટલે

વખત તેને મળવા એક સ્ત્રી આવતી હતી. આ સ્ત્રી, તેના પોશાક અને છટાથી, કોઇ એક્ટ્રેસ—નટી કે થીએટરની સાથે સંબંધ રાખનારી હોય તેમ લાગતી હતી. દરરોજ સ્હાંજે પીટર તેને લઈ ફરવા જતો. બન્ને જણુ ફરી આવી વાળુ કરતા, પછી પાછાં બન્ને જણુ બ્હાર જતાં અને ત્યાર બાદ પીટર એકલો આવી સુઇ જતો હતો. અનુમાન એમ થઇ શકતું હતું કે તે સ્ત્રી કોઇ નાટકમાં પાર્ટ લેતી હોવી જોઇએ, અને પીટર તેને થીએટરમાં લઇ જતો હતો અને ખેલ ખતમ થયા પછી બન્ને જણુ આવી વાળુ કરતાં હતાં અને તે પછી પીટર તેને તેના મુકામ પર પહોંચાડી આવતો હતો. આ સ્ત્રીનું વર્ણન અને વિગત સ્હેલાઇથી મળી શકયાં તે પરથી તે ફ્રોલીન હોલ્સ્ટીન નામની એકટ્રેસ હતી એમ સાબીત થયું. તે જાતની ઓસ્ટ્રિયન કે જર્મન હતી. તે મ્યુઝીકહોલમાં ગાનારી હતી અને ટૂંક મુદત માટે મોસ્કોમાં ગાવા આવી હતી, પણ થોડો સમય પછી તરત સેંટપીટર્સબર્ગના થીએટરમાં કોન્ટ્રાકટથી ગઇ હતી. ડેનીવીચ તાબડતોબ સેંટપીટર્સબર્ગ ઉપડયો. ડેનીવીચને થીએટરમાં જવાને અને સ્ટેજ પર ઘુમવાને વાંધો ન હતો એથી પોતે કોણ છે તે જણાવ્યા વગર એકટ્રેસની સાથે ઓળખાણ પાડવામાં તેને હરકત નડી નહિ. પોતે તેની તપાસ કરવા આવ્યો છે કે તેની હીલચાલપર નજર રાખવા આવ્યો છે, તે તેણે કોઈને જાણવા દીધું નહિ. આમ તેણે તેની સાથે મિત્રતા કરી. એક બે વખત તેને સારી હોટેલમાં મીજબાની આપી. આમ કરતાં તે તેની પાસેથી કેટલીક હકિકત જાણી શકયો. પહેલું તો એ કે સેંટપીટર્સબર્ગમાં કોન્ટ્રાકટ પૂરો થયા પછી તે વિયેના જનાર

છે. ત્યાં એક અઠવાડિયું થીએટરમાં ગાવાનું કામ કરી બર્લિન અને બર્લિનથી સીધી પેરીસ જવાની છે. પેરીસ જવાનું કારણ તેને નવા ખેલમાં નટી તરીકે કામ કરવાનું છે. આ હકિકત જાણ્યા પછી ડૈનીવીચ પોતાનો વેષ બદલી તેજ દિવસે તેજ ટ્રેનમાં વિયેના ગયો અને વિયેનાથી બર્લિનમાં તેની પુંઠ પકડી અને તે ન જાણે તેમ તેની પાછળ પાછળ તેનીજ ટ્રેઇનમાં પેરીસ પહોંચ્યો. પેરીસના સ્ટેશન પર તેને જે માણસો સામા લેવા આવ્યા હતા તેમાં એક માણસે ડૈનીવીચનું ધ્યાન ખેંચ્યું. તેને જોતાં જ ડૈનીવીચ તાડી ગયો કે હુંડી વટાવનાર આજ માણસ હોવો જોઇએ; કારણ કે મોસ્કોમાં જે વર્ણન તે માણસનું તેને મળ્યું હતું તેનો હૂબહૂ નમૂનો આ માણસ હતો. શિકારની રમત રસાકસી જેવી થવા લાગી, પણ ડૈનીવીચને અત્યારે કોઇ પણ પ્રકારના પગલાં લઇ સપાટામાં આવતા શિકારને જવા દેવા કરવા એ ઠીક હતું. જરા સણુસણાટ કે સ્હેજ સુગ આવતાં શિકાર છટકી જવાનો પૂરો સંભવ હતો. કાઉન્ટનું જે શોકપર્યાવસાયિ નાટક ભજવાયું હતું તેમાં આ સ્ત્રી અને આ પુરૂષે સારો ભાગ ભજવ્યો હોય, એ બનવા જોગ હતું; પણ તેમાં તેઓ એકલાં ન હતાં. બીજાં પાત્રો પણ અવસ્ય હોવાં જોઇએ, એ નિશ્ચિત હતું. છતાં એ વાત ડૈનીવીચને હજી પૂરવાર કરી બતાવવાની હતી.

જે માણસ ક્રોલીન હોલ્સ્ટીનને સામો લેવા આવ્યો હતો અથવા તો જેણે પીટર પાવલોવિચ તરીકે હુંડી વટાવી નાણાં મેળવ્યાં હતાં, તે પેરીસમાં હેનરી શાર્કો એ નામથી ઓળખાતો હતો. થીએટરમાં એક્ટરો અને એક્ટ્રેસો પૂરા પાડવાનું કામ કરતો હતો જેને

અંગ્રેજીમાં મ્યુઝીકહોલ એજન્ટ કહે છે. શાતલે થીએટરની બાજુમાં તેની ઑફિસ હતી. એક વખતે તેનો ધંધો સારો ચાલતો હતો અને સારી કમાણી પણ કરતો હતો. પણ અત્યારે તેનો ધંધો બેસી ગયો હતો અને તેમ થવાનું મુખ્ય કારણ; તેની લુચ્ચા-ઇગીરી અને અપ્રમાણિકતા હતી. ફ્રોલીન હોલ્સ્ટીન ગમે તે હોય પણ તે શાકોંની બૈરી તરીકે પેરીસમાં અને નાટ્યાલયોમાં ઓળખાતી હતી.

આ સિવાય બીજી એક અગત્યની બિના ડેનીવીચના જાણવામાં આવી. એક માણસ અવારનવાર શાકોંને મળવા આવતો હતો. તે માણસનું સમાજમાં સ્થાન ઉચ્ચ હતું. તે શાકોં કુટુંબનો બરોબરિયો ન હતો. આથી કરીને કે બીજા કોઇ કારણસર તે શાકોં સાથેની પોતાની મુલાકાત લોકને જણવવા ઇચ્છતો ન હતો. તે રાતની વખતેજ મળવા જતો હતો અને મળવા જતી વખતે પોતાના શરીરપર પહેરેલાં કપડાં ઉપર એક મોટો ઝભ્ભો નાંખતો હતો. પ્હોળી પટીની ટોપી પહેરતો હતો કે એકાએક કોઇ તેને ઓળખી શકે નહિ. પેરીસમાં જ્યાં ગરીબ વર્ગનો નિવાસ છે, તે લત્તામાં ગાર દ લેથી થોડે દૂર શાકોં કુટુંબ રહેતું હતું. આ લત્તામાં એક મશહુર રેસ્ટોરાં હતું. જ્યાં તે લત્તાના ઘણાખરા માણસો જતા હતા. એ લત્તાના માણસોને કોઇને મળવા કરવાનું આ જાણીતા રેસ્ટોરાં—ભોજનાલયમાં થતું હતું. શાકોં કુટુંબ નિયમીત રીતે ત્યાં ખાણું લેતું હતું. વિલાયતમાં ઘણાંખરાં માણસો ઘેર ભોજન લેતાં નથી, એ જાણીતી વાત છે અને હોટેલમાં ભોજન લેવામાં કંઇ નાનમ પણ નથી. જ્યારે એ અજા-

ઘ્યો માણુસ શાર્કોને મળવા આવતો હતો, ત્યારે તેઓ એ રેસ્ટો-રાંમાં સાથે રાતનું વાળું સર્વ જણુ સાથેજ કરતા હતા. હોટેલમાં જેને સામાન્ય ટેબલપર કે સામાન્ય હોલમાં ભોજન ન લેવું હોય તેમને માટે નિરાળો એકાંત ઓરડો હોય છે. એને ફ્રાંસમાં Cabinet particuliere કાબીને પાર્ટીકયુલિયેર એટલે ખાનગી ઓરડો કહે છે. શાર્કો એ ઓરડામાં ભોજનની વ્યવસ્થા કરતો હતો.

એક રાત્રે એ ત્રણુ જણુ એ ભોજનાલયમાં વાળું કરવા ગયા. હંમેશની માફક તેઓ પોતાના સુંદર નાના ખાનગી ઓરડામાં બેઠાં હતા. શિયાળાની રાત હતી. ઓરડો ગરમ રાખવા માટે સ્ટવ રાખ્યો હતો. બારીપર પડદા નાંખેલા હતા. વેઇટરે આવી ટેબલપર કાફી અને કોન્યા-બ્રાન્ડી મૂકી. બન્ને પુરૂષોએ પોતાની સીગારેટ સળગાવી ધુમ્રપાન શરૂ કર્યું. માદામ શાર્કોએ વેઇટરને રજા આપી બારણું બંધ કર્યું. બાદમાં ભોજન બાદ કાફી કોન્યા લેતાં લેતાં તે સ્ત્રી અને બે પુરૂષોએ વાત શરૂ કરી.

તે અજાણ્યા પુરૂષે પૂછ્યું, "તો શું પછી તમારો ઈરાદો અહીં પેરીસમાં રહેવાનો છે?"

"હા, શા માટે નહિ?" શાર્કોએ કહ્યું, "હું નથી ધારતો કે બ્હીવાને કંઇ કારણુ હોય. આપણા માટે કોઇને શંકાનું કારણુ છે નહિ અને આપણે હાથમાં આવેલો લાગ શા માટે ગુમાવવો?"

"તમારી ખાત્રી છે કે હુંડીને માટે રશિયામાં જવાની વાત કોઇ જાણુતું નથી?"

"બરાબર સો એ સો ટકા ખાત્રી છે. મેં અને મારી

સ્રીએ એવી સિફતથી કામ કર્યું છે કે કોઇને શક લાવવાને માટે કારણુ રહેજ નહિ.''

"પણ એક વાત તમે ભૂલી જાઓ છો કે માઇકલ ડેનીવીચે પોતે આ કેસ હાથમાં લીધો છે."

શાર્કોની સ્રી ખડખડ હસી પડી અને બોલી, "છટ્ ! ડેની-વીચના બાપથી પણ કંઈ બ્હીવાનું કારણ નથી. લોકોએ તેને ચઢાવી મૂક્યો છે. તેને માટે જે અદ્દભુત વાતો સાંભળવામાં આવે છે, તે તેણે પોતે પોતાની નામનાને માટે ફેલાવી હોય એમ લાગે છે. રૂશિયામાં તો આપણા આ કામની નાની નિશાની સુધ્ધાં મળે નહિ એવું ચોકઠું ગોઠવ્યું હતું. હા, આપણે પોતે જો એ વાત જાહેરમાં મૂકીએ તોજ કોઇને ખબર પડે—નહિ તો નહિ."

"મારી કંઈ ખાત્રી થતી નથી. કંઇ કહેવાય નહિ." તે અજાણ્યા માણસે કહ્યું.

"તો તમને કંઇ ધાસ્તી જેવું માનવાને કારણ છે ખરૂં ?" શાર્કોએ પૂછ્યું.

"ના—ના, તેવું કંઇ નથી. પણ કંઇ કહેવાય નહિ." મુછો આમળતાં તે અજાણ્યા પુરૂષે જવાબ આપ્યો.

"મને લાગે છે કે આજ તમારી તબિયત બ્હાલ નથી. નહિ તો તમારા મોંમાંથી આવાં નિરાશાજનક વચનો નીકળે નહિ. આજનું ભોજન માફક નહિ આવ્યું હોય." શાર્કોની સ્રીએ મજા-કમાં કહ્યું.

"નહિ—નહિ. ભોજનનો કંઈ વાંધો નથી. પણ કેટલીક વખત શામાં મારૂં મન આ બાબત વિષે બેચેન રહે છે."

"તો જરૂર તમારી તબિયતનો વાંક છે." શાર્કોએ કહ્યું, "નહિ તો આમ પડછાયાથી તમે બ્હીઓ ખરા! બ્હીવા જેવું છે શું? પેરીસના ડીટેકટીવખાતાના બાહોશ આદમીઓએ શું પ્રયત્ન નથી કર્યો? તેમના પ્રયત્નનું શું ફળ આવ્યું તે ક્યાં અજાણ્યું છે." શાર્કોની સ્ત્રીએ ટાપસી પુરી.

"તે ખરૂં પણ જ્યારે ત્યારે બ્હાર આવ્યા વગર રહેવાની છે ખરી?"

"અને ધારો કે કદાચ આવે તેથી શું? એમાં આપણેજ હતાં એમ શા પરથી તેઓ પૂરવાર કરી શકશે?" ડહાપણ બતાવતાં શાર્કોની સ્ત્રીએ પૂછ્યું.

તે અજાણ્યા પુરૂષે જવાબ આપ્યો, "તે જો મરી ગયો હોત તો નહિ. પણ તેમ નથીને? મુડદાંઓ વાત કરતાં નથી"

નાકમાંથી સીગારેટનો ધુમાડો કાઢતાં જુસ્સામાં શાર્કોની સ્ત્રીએ કહ્યું, "તો પછી શા માટે એને જીવતો રહેવા દેવો જોઇએ?"

"હું કંઇ એવું કરવાને કહું નહિ. મારે એ કામ માથે લેવાદેવા નહિ."

"તું તો ખરેખરો ડરપોક છે." શાર્કોએ હસ્તાં હસ્તાં કહ્યું. "એક હજારનો ટુકડો અને બૂઢા પિયરને એક શબ્દ કહો કે પછી ભયની વાત સદાને માટે દૂર થયેલી સમજ ને?"

"દૂર થાય કે ન થાય. પણ હું કંઈ એવો શબ્દ કહું નહિ કે આ બાબતમાં માથું મારૂં નહિ. કહો ના કહો, કામ કથળી ગયું તો ખરૂં. આપણે ધારતા હતા એટલી મોટી રકમ મળવાને બદલે ફક્ત લાખ ફ્રાન્ક આપણા બન્ને વચ્ચે મળ્યા, તેમાં

આપણું શું વળ્યું!"

"એમ કોણે ધાર્યું હતું કે એનામાં એટલી ખબરદારી હશે. જો એમ જાણ્યું હોત તો લાતજ મારત નહિ?"

શાર્કીની સ્ત્રીએ કહ્યું, "ગમે તેમ પણ આપણે પહેલાં કંઇક સારી રીતે ચાંપવું કે વાત બ્હાર પડે નહિ. જો એમ ન કર્યું તો કમબખ્તીજ છે."

"એનાથી કંઇ બ્હીવાનું કારણ નથી. મેં એને હજારનો ટુકડો આપ્યો ત્યારે આપણી સાથે એ ભાગીદારીમાં સામેલ છે, એમ લખાણપત્ર કરાવી એની સહી સુધ્ધાં લીધી છે. એટલે એ જો આપણને ફસાવા જાય તો પોતે પણ ફસાઇ જાય અને ઉલ્ટા ટાંટિયા એના ગળામાં આવે એમ છે. ગમે તેમ પણ મને પેરીસમાં રહેવું ઠીક લાગતું નથી. હું પરદેશમાં ચાલી જવાનો વિચાર કરૂં છું. કોણ જાણે કાલ્યે શું બને ને શું નહિ. ચેતતા નર સદાય સુખી."

"તું તો નસિબ અજમાવનાર સૈનિકના જેવો છે," શાર્કીએ કહ્યું, "એક કલાકમાં કુચની તૈયારી કરવી એ તારે મન રમત છે અમારે તો ધંધો ધાપો કે જે કંઇ કહો તે અહીંજ છે એટલે ખાસ ભય જેવું ન હોય તો પેરીસ છોડવું અમને પાલવે નહિ. એવો ભોગ અમારાથી ન અપાય." તેની સ્ત્રી તરફ વળી તેણે કહ્યું, "કેમ ખરૂં કે નહિ?"

"બરાબર છે. જો કંઇ ભય જેવું હોય તો આપણે પણ પરદેશ ચાલી જઇએ પણ મને તો કંઇ ભય જેવું જણાતું નથી. બીજું એ પણ છે કે આપણું એટલે પૈસે વળે એમ નથી. આપણે

શરૂઆતમાં જ ભૂલ કરી તેનાં ફળ આપણે ભોગવીએ છીએ. નહિ તો સારો દલ્લો મેળવ્યો હોત. હશે, જે તે થયું ખરૂં હજી ક્યાં બાજી હાથમાંથી ગઇ છે ? "

"જો એમ ધારતા હો તો મારે કબુલ કરવું જોઇએ કે મારા કરતાં તમે વધારે આશાવાદી છો," અજાણ્યા પુરૂષે કહ્યું.

"તમને તો આશાજનક કે ઉત્સાહ ભર્યું કંઇ જણાતું જ નથી. તમારો સ્વભાવજ એવો બળિયલ છે." શાર્કોની સ્ત્રીએ જવાબ વાળ્યો. "આફત આવે પણ ખરી પણ એમ વિના કારણ હાંફળા ફાંફળા બનવાનું શું કારણ છે ! આપણે આપણી બાજી ખેલીએ તે કંઇ ન ખેલી ઓછી થવાની છે ? બીજું તમને કંઇ અસંતોષનું કારણ નથી. તમે તમારી જીંદગીમાં જેટલા પાસા નાંખ્યા છે એમાં ફાવ્યા છો, પછી શું ?"

"પણ ધારો કે બાજી ઉંધી વળે તો ? "

"અત્યાર સૂધી જો એમ બન્યું નથી તો પછી એમ ધારવાનું કંઇ કારણ ! આપણો પાસો ફોગટ ગયો નથી. દાવમાં કંઇ લઇને આવ્યા છીએ."

"ધારતા હતા તેટલું નહિ" તે અજાણ્યાએ જવાબ આપ્યો.

"તે ખરૂં," શાર્કોની સ્ત્રીએ જવાબ આપ્યો, "પણ તેમાં આપણે નિરૂપાય હતાં. ગમે તેમ પણ આપણે કંઇ ગુમાવ્યું તો નથી ને ? આમ તદ્દન ન્હાઇ નાખવા જેવી શું વાત કરો છો. આપણાથી ચુસાય તેટલું ચુસ્યું છે. બાકી રહ્યું હોય અને ચુસવા ન મળે તો તેટલાથીજ સંતોષ માનવો એ ઠીક છે."

"મન તો થાય છે કે હિંમત કરીએ. એક બીજી કુંડીનો

દેખાડ કરીએ તો કયેમ ?"

"નારે બાપ! તેમ કરવું એ કંઇ જેવા તેવા ભયનું કામ નથી." બાઇ સાહેબે જવાબ વાળ્યો."

"હવે એવી હિંમત મારાથી ફરી થાય નહિ." બાઇ સાહેબના ધણીએ વાતમાં વધારો કર્યો.

"શા માટે નહિ થાય ? એનું કંઇ કારણ?"

"કારણ એક નહિં પણ ઘણાં છે," શાર્કોએ કહ્યું, "તમારા જેવી હિંમત મારામાં નથી."

"એમ હિંમત હાર્યે કંઇ વળે નહિ. લાખ્ખો રૂપિયા મેળવવા માટે હિંમત તો જોઇએ. હિંમતે મર્દા તો મદદે ખુદા."

"આ હિંમતનો સવાલ નથી. હિંમત કરવી એક વાત છે, અને જાણી જોઈ ભયમાં ઝંપલાવવું એ બીજી વાત છે. જાણી જોઇને સુતેલા સાપને છંછેડવામાં સાર શો ?"

"એમાં સુતેલા સાપને છંછેડવા જેવું છે શું ?"

"કયેમ નહિ ? ડેનીવીચે આ કેસ હાથમાં લીધો છે, ભલે હજી આપણી સુગ તેને આવી નથી; પેરીસની છુપી પોલીસ કંઈ કરી શકી નથી, પણ હવે એવી હિંમત કરવી એ આપણા પગપર કુહાડો મારવા જેવું છે." શાર્કોએ કહ્યું.

"જો હવે ફરીથી એ પ્રમાણે કરવા જઇએ તો એવા સપાટામાં આવીએ કે ન પુછો, વાત! સાહેબ, એ કંઇ બને કરે નહિ."

તે અજાણ્યો માણસ કંઈ બોલ્યો કર્યો નહિ. કારણ કે ધણી ધણિયાણીની વાતમાં વજુદ હતું, તેની તેને ખાત્રી પટી.

થોડીવારમાં મંડળ બરખાસ્ત થયું. તે અજાણ્યો પુરૂષ

ઉઠીને ઉભો થયો. તે સ્ત્રીને ભેટયો. તેના સ્વામી સાથે શેક-હેન્ડ કરી વિદાય થયો.

શાર્લો અને તેની સ્ત્રી મોડીવાર સુધી ત્યાં રહ્યાં. સ્ત્રીએ સીગારેટ તાણવા માંડી. ધણીએ એક ગ્લાસ વધુ ઝોકાવવા વિચાર કર્યો.

"યુજેનીનો સ્વભાવજ બળિયલ લાગે છે," બાઇસાહેબે કહ્યું, "જે બન્યું તે ખરૂં. એને તો એકે સામટો બધો દલ્લો જોઇતો હતો. એકદમ બધું હાથમાં ન આવે તેને કેમ કરવું? આપણે ધારતા હતા એટલો લાભ ન થયો, પણ બાજી કંઇ છેક નિષ્ફળ ગઈ, એમ કહેવાય નહિ. વળી આપણે ધાસ્તી જેવું પણ કંઇ છે નહિ. શું ખોટું થયું છે?"

"જો કાઉન્ટ સ્વધામ પહોંચી ગયો હોત તો આપણે જેટલા નિરધાસ્ત રહેત, એટલા નિરધાસ્ત આપણે નથી. કહો ના કહો, પણ ધાસ્તી તો ખરી."

"કોણ જાણે કાલે શું થાય અને શું નહિ. જો તેઓ કાઉ-ન્ટનો પત્તો મેળવે તો બાર વાગે."

"કાઉન્ટનો પત્તો મેળવવો એમ રસ્તામાં પડયો નથી. આકાશ પાતાળ એક કરે તોએ તેનો પત્તો મળવો મુશ્કેલ છે." શાર્લોની સ્ત્રીએ કહ્યું.

"એ કબુલ પરંતુ, હવે વાત જગ જાહેર થઇ ગઇછે. કાઉન્ટ મરી ગયો છે એમ બધા જાણે છે, અને માને છે. પણ જો તે છટકી જાય કે પોલીસને આ વાતની કોઇ બાતમી આપે તો આપણે જરૂર ભયમાં આવી પડીએ. આપણે ભયમાંથી મુકત નથી."

"ખરી વાત." બાઈ સાહેબે વિચાર પૂર્વક કહ્યું, પણ

એટલું કહેતાં તેના ચ્હેરા પર હિંસક વૃત્તિ છવાઇ અને તેણે વાત આગળ ચલાવી, "યુજેની તો ધર્મનો ને નીતિનો ખોટો ડોળ કરે છે. આવી બાબતમાં એવા બધા વિચાર કર્યે કેમ પાલવે ? આપણે આપણી સલામતીનો વિચાર કરવો જોઇએ ને ? આટલે સુધી હિંમત ખેડી અને હવે એક જરાને માટે બાજી વણસી જાય, એ ઠીક નહિ. એ તો કિનારે આવી બૂડવા જેવું થાય. કયેમ ખરૂં કે નહિ ?"

"મને પણ એમજ લાગે છે."

"ત્યારે તમે પિયરને જઇને કાનમાં ફુંક મારો કે કાઉન્ટનો નિકાલ કરી નાખે."

"મને પણ એજ વિચાર આવે છે."

"તો પછી જઇ આવો કે ઝટ નિકાલ આવે."

"એ ખરૂં પણ તે સાળાને ૨૦૦-૪૦૦ ભેટ ધરવા જોઇએ ને ? તે વગર કામ નહિ બને."

"તે આપવામાં વાંધા જેવું નથી. આપણે એટલી રકમ માટે મરવાં પડયાં નથી. માથા પર ભયને ઝઝુમવા દેવો એના કરતાં એટલી રકમ ખર્ચી નાંખવી એ ઠીક છે."

"મીઠ્ઠી ! મને પણ તારો વિચાર પસંદ આવે છે."

"ત્યારે તમે પિયરને મળવા જશોને ?"

"જોઉં વિચાર કરૂં. પછી વાત."

"એમાં તે શા મોટા વેધ ભણવાના છે કે વિચાર કરવાના હોય ? વિલંબ થશે તો કામ વણસી જશે. એમ હા ના કરવામાં કંઇ વળશે નહિ. નિશ્ચય ડગશે. તાતા ઘાએ જે કર્યું તે ખરૂં. માટે કરીજ નાંખો પાક્કો નિશ્ચય. અને એ કાંટાંને માર્ગમાંથી દૂર

કરે કે પછી કોઇ વાતની ચિંતા નહિ."

થોડીવાર વિચાર કરી શાર્કોએ કહ્યું, "તારૂં કહેવું ખરૂં લાગે છે. મેં પણ એમ કરવાનો પાકો નિશ્ચય કર્યો છે."

"ત્યારે તમે જરૂર જશોને?"

"હાસ્તો. હવે વળી એમાં કંઇ મૂહૂર્ત થોડું જોવું છે."

"કયારે જશો?"

"કાલ સ્હવારના પહોરમાં."

"સારૂં. ત્યારે એક બાબતમાં તો મારૂં મન નચિંત થયું."

એ જોડું ભોજનાલયમાંથી ચાલી ગયું. તેમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તે અજાણ્યા પુરૂષ સાથે તે અજાણ્યો પુરૂષ બીજો કોઇ નહિ પણ કાઉન્ટનો મિત્ર યુજેનીપીયુન હતો–ત્યાં થતી સર્વ વાતચીત શોર્ટહેન્ડમાં અક્ષરે અક્ષર નોંધાતી હતી. પડદાની પાછળ એક યુવાન પુરૂષ નોટ બુક અને પેન્સીલ લઇ સ્હાંજનો બેઠો હતો. જેણે અક્ષરેઅક્ષર નોટબુકમાં નોંધ્યો હતો.

જે માણસ રેસ્ટોરાંમાં બેસી, શાર્કો અને તેની સ્ત્રી તથા દોસ્ત સાથે થયેલી વાતચીત નોંધતો હતો, તે ડેનીવીચનો વિશ્વાસુ એજન્ટ હતો. ડેનીવીચે રેસ્ટોરાંનાં માલેકને મળી છુપાઇ વાતચીત જાણવાને માટે તેની સાથે બંદોબસ્ત કર્યો હતો. આ પ્રમાણે ગુન્હેગારો બરાબર જાળમાં સપડાયા હતા. આમ સપાટામાં આવ્યા, છતાં હજી ઘણી વિગત જાણવાની બાકી હતી અને કાઉન્ટનો પત્તો ન મળે ત્યાં સુધી તેઓને પકડવાનો કે હાથ બતાવવાનો વખત હજી આવ્યો નથી, એમ ડેનીવીચને લાગતું હતું.

મુજેની રમેને છાનોમાનો સટકી જાય માટે તેની હીલચાલપર દેખરેખ રાખવાને એક માણસ નિમ્યો હતો. શાર્કોને પણ છુટો મુકવામાં આવ્યો ન હતો. જેવો બીજે દિવસે તે ઘરની બ્હાર નીકળ્યો કે તે ન જાણે તેમ તેની પુંઠ પકડવામાં આવી. શાર્કો સ્હવારમાં ઉઠી પેરીસની પશ્ચિમ બાજુએ નદિ કિનારા તરફ જ્યાં ગરીબ વર્ગના મકાન છે, તે તરફ વળ્યો. અહિં એક જરાજીર્ણ મકાન આગળ આવી લાગ્યો.

આ મકાનમાં અસ્સલ કોઇ શ્રીમંત માણસ રહેતો હોવો જોઇએ, એમ જણાતું હતું; કારણ કે, મકાનની આસપાસ બગીચો હોવાનાં ચિન્હ હતાં. પાછળથી તે બીજાના કબજામાં આવ્યું હતું અને તે જરાજીર્ણ થઇ પડી ગયું. પછી એ મકાન જળચક્કીથી ઘંટી ચલાવનારના હાથમાં આવ્યું. પણ થોડા અરસામાં તે માણસની ચક્કી બળી ગઇ. પહેલાં તો આ ઘંટીવાળો સારી હાલતમાં હતો અને ધંધામાં બે પૈસા પેદા કરતો હતો. પણ એકાએક તેની બૈરી મરી ગઇ અને તેના માઠા દિવસ આવ્યા. તે માણસને દારૂની બૂરી લત લાગી. અધુરામાં પૂરી તેની સંભાળ રાખનાર એક દિકરી હતી, તે પણ પાણીમાં બુડી મરી. છોકરો ક્ષયથી મરણ પામ્યો. એકલો માણસ ગમગીન હાલતમાં, દારૂમાં ચકચૂર રહેવા લાગ્યો. ધંધામાંથી તેનું ધ્યાન ઉઠી ગયું. એક વખત આગથી ચક્કી બળી ગઈ. તેણે ચક્કીનો વિમો ઉતરાવ્યો હતો. તેથી નુકશાનીનાં નાણાં મેળવવા અરજી કરી, પણ વિમા કંપનીએ ઉલ્ટો તેના પર દાવો માંડયો અને તહોમત મુકયું કે વિમા કંપની પાસેથી નાણાં મેળવવાને માટે, તેણે જાણીજોઇને આગ લગાડી

હતી. આ તહોમતમાંથી બચવા માટે તે માણુસે આપઘાત કર્યો. અત્યાં ઘરમાં પિયર મુસોં નામનો માણુસ રહેતો હતો. તે શરીરે મજબુત બાંધાનો અને કદાવર હાડનો હતો. તેની ઝીણી આંખ્યો લાંબુ નાક, ચ્હેરાનો દેખાવ, જોનારને તરત કહી આપતો હતો કે આ માણુસ થોડું બોલનાર પણ શિયાળના જેવો લુચ્ચો હોવે જોઇએ. ખરેખર વાત પણુ તેમજ હતી. તેણે એકવાર તેના એક દોસ્તદારનો મારીને બોરફૂટો કરી નાંખ્યો હતો. આને માટે તેને એક વાર જેલજાત્રા કરવી પડી હતી. પિયર મુસોંને બચાવ એ હતો કે તેના તે દોસ્તદારે તેના ખિસ્સામાંથી અડધો રૂપીઓ ચોરી લીધો હતો. ગમે તેમ પણુ પિયર કંજુસ તરીકે ઓળખાતો હતો અને ચીંથરાં વીણુવાનો તેનો ધંધો હતો. વિલાયતમાં કેટલાક માણુસો લુગડાના ગાભા વીણી એકઠા કરે છે અને કાગળ બનાવવાની મીલો આ ગાભાને ખરીદે છે. તેને ધોઇ રાસાયણિક ક્રિયાથી સાફ કરી, તેના ઉત્તમ કાગળ બનાવાય છે. પિયર ખંધો હતો અને પોતાની માલ મિલ્કત કે આત્મરક્ષણુને માટે ભયંકર ઉપાય અજમાવતાં પાછો હઠે તેમ ન હતો. તેની સાથે વૃધ્ધ તેની માતા રહેતી હતી, જે ગાંડા જેવી હતી.

આ મકાનમાં શાર્કો આવી પહોંચ્યો. તેની પાછળ ડેનીવીચ અને ત્રણ ફ્રેન્ચ પોલિસના અમલદારો હતા. તેઓએ આત્મરક્ષણુને માટે હથિયાર રાખ્યાં હતાં. બેડીઓ પણુ તેમની પાસે હતી. શાર્કો બુઢ્ઢા પિયરની સાથે વાતચિત કરતો હતો, એવામાં ચાર માણુસો એકાએક ત્યાં દાખલ થયા અને તેઓ પોતાની અજાયબીમાંથી જાગ્રત થાય ત્યાર પહેલાં તો રશિયન અને તેની

સાથે આવેલા માણસોએ તે બન્નેના હાથમાં બેડીઓ નાંખી દીધી. બન્ને બદમાશોની અજાયબીનો પાર રહ્યો નહિ અને તેમાં ખાસ કરીને શાર્કો તો આભોજ બની ગયો. કારણ કે, ગઇ કાલે તો તે રેસ્ટોરાંમાં ફિસિયારી મારતો હતો કે, 'ભય જેવું કંઇ છે નહિ. મારો વાંકો વાળ થાય તેમ નથી; પોલિસે ઘરની જડતી લીધી. નીચે ભોંયરામાં અંધારૂં અને પુષ્કળ ભેજ હતો. એમાં એક કોચ પર એક માણસ સુતો હતો. તેની કમરે ચામડાનો મજબૂત પટો હતો અને એ પટ્ટા સાથે એક સાંકળ હતી જેને ભીંતની સાથે કડીમાં ભેરવી દીધી હતી. આ માણસના શરીર પર ફાટયું વસ્ત્ર અને ચીંથરાનો ઢગલો હતો. ભોંયરામાં બદબો મારતી હતી. તે માણસના પગની પાનીઓ અને આંગળાં ઉંદરોએ કોતરી ખાધાં હતાં. માથાના વાળ અને દાઢી વધી ગયાં હતાં. આંખો ઉંડી ઉતરી ગઇ હતી અને તે માણસનું શરીર હાડપીંજર સમાન જણાતું હતું. તેને બોલવાની પણ શુધ્ધિ ન હતી. તેનું મગજ બ્હેર મારી ગયું હતું. આ માણસ બીજો કોઇ નહિ પણ કાઉન્ટ ડેશકોફ હતો. જે માણસની બુધ્ધિની અને દેખાવડાપણાની સારા રૂશિયામાં તારીફ થતી હતી; પેરીસ ખાતેના રૂશિયાના એલચી ખાતામાં જે મોટે હોદ્દે ચઢવાની ઉમેદ રાખતો હતો તેના આ હાલ!

કાઉન્ટને એમ્બ્યુલન્સની ગાડીમાં હસ્પીતાલમાં મોકલી દેવામાં આવ્યો. પિયરની વૃધ્ધ માને દિવાનાશાળામાં મોકલી દીધો અને પિયર અને શાર્કોને જેલ તરફ રવાના કર્યા. એક કલાક પછી યુજેની પિયુનને અને શાર્કોની સ્ત્રીને પણ પકડવામાં આવ્યાં. શાર્કોની

સ્રી પાસેથી કેટલાક કાગળો મળી આવ્યા. આ કાગળોમાંથી ધણી જાણવા જેવી વિગતો મળી આવી; જેના આધારે એક ત્રીજા માણસને પકડવાને વૉરન્ટ તૈયાર થયું. આ માણસનું નામ બુલ્હર હતું. કાઉન્ટનો સેક્રેટરી મરણ પામ્યા પછી આ બુલ્હરે સેક્રેટરી તરીકે કાઉન્ટને ત્યાં નોકરી કરી હતી. બુલ્હર જાતનો રશિયન હતો, પણ લાંબા સમયથી પેરીસમાં વસવાટ કરી રહ્યો હતો. બુલ્હરે એક સમયે કાઉન્ટના સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. પણ તેની અપ્રમાણિકતાને લીધે તેને કાઢી મુકવામાં આવ્યો હતો. તેનું જીવન વિચિત્ર પ્રકારનું હતું. ત્યાર બાદ તેણે એક હોટલમાં વેઇટર તરીકે કામ કર્યું હતું. જ્યાં તેને યુજેની સાથે પિછાન થયું અને યુજેનીએ પોતાના કામમાં મળતિયો કર્યો.

ફ્રાંસમાં ગુન્હાની તપાસ જૂદી રીતે થાય છે. ઈંગ્લાંડમાં ગુન્હેગારોની તપાસ જે રીતે થાય છે, તેવી રીતે થતી નથી. ફ્રાંન્સમાં એક ન્યાયાધિશ જેને ' જાુંજ દે સ્રોકશીંઓ' કહે છે, તે ગુન્હેગારોની પ્રાથમિક તપાસ કરે છે. આ ન્યાયાધિશ પાકટ બુધ્ધિનો અને અનુભવી હોય છે. તે ગુન્હેગારોની તપાસ દરમિયાન સઘળી હકિકત મેળવે છે અને જેઓ નિર્દોષ હોય તેજ માત્ર આ તપાસમાં છૂટી શકે છે. આપણા આ કેસમાં કેટલીક હકીકત ન્યાયાધિશની પાસે પોલિસ માર્ફત આવી હતી અને બાકીની ગુન્હેગારોએ પોતે કબુલ કરી હતી, જે નીચે મુજબ હતી.

આ બનાવ બન્યા પૂર્વે, કેટલાક વર્ષ પહેલાં રકુમાકર નામનો એક ઓસ્ટ્રિયન પેરીસમાં રહેવા આવ્યો. આ માણસના કુટુંબમાં તેની સ્રી અને આના અને રોઝીન નામની તેની બે દિકરીઓ અને

તેનો એક દિકરો ફ્રિટઝ કરીને હતો. છોકરીઓ તે વખતે ઘણી નાની ઉમ્મરની હતી. સ્કુમાકરનો ધંધો ઘણી સારી રીતે ચાલતો હતો અને પેરીસનો રહેવાસી થઇ ગયો હતો. છોકરીઓ દિવસે-દિવસે ખૂબસૂરતીમાં ખીલી ઉઠી. શરદના ચંદ્રની માફક તેમની કાંતિ દેદિપ્યમાન થતી ગઇ; આમ છોકરીઓ ઘણીજ ખૂબસૂરત થઇ ખરી, પણ તેમનામાં જોઇતી નીતિ કે સારા ગુણો તે સાથે આવ્યા નહિ. તેમને મોજ મજાહ, રાગરંગ, અને વિલાસની એટલી રઢ લાગી હતી કે ગાયન અને હલકા શોખ સિવાય બીજા તરફ લક્ષ ન હતું. બન્નેનું વલણ નાટકમાં એકટ્રેસ થવા તરફ હતું. વખત જતાં આનાએ શાર્કો નામના થીએટ્રીકલ એજન્ટ સાથે લગ્ન કર્યાં. નાની રોઝીન જૂદાં જૂદાં શહેરના થીએટરોમાં ગાવાનું કામ કરવા લાગી. તેને ચ્હાનારની સંખ્યા પણ ઓછી ન હતી. ગામેગામ ફરવાથી કંટાળી તેણે પેરીસના એક થીએટરમાં સ્થાયિ નોકરી લીધી. જ્યારે તેની વય ૨૧ વર્ષની થઇ, રૂપની રાશી ફૂટી નીકળી, જુવાનીના પૂર જોશમાં વહેવા લાગી, તે સમયે તેને કાઉન્ટ ડેશંકોફ સાથે પરિચય પડયો. કાઉન્ટ ઉદાર સ્વભાવનો, કવિ સમાન રમતિયાળ તરંગોમાં વહેતો, ઉદાર માણસ હતો. જ્યારે રોઝીન લુચ્ચી, સ્વાર્થી અને પોતાની મોહજાળમાં બીજાને કેમ ફસાવવા, તેમાં પ્રવિણ હતી. તેણે પોતાના હાથમાં સપડાયલી સોનાની ચલીને સારી રીતે નિચોવવાનો નિશ્ચય કર્યો. આ કામમાં તેના ભાઇ ફ્રીટઝની તેને સહાય હતી. જો કે તેનો ભાઇ તે વખતે પોતાના ખરા નામથી નહિ પણ બીજા નામથી ઓળખાતો હતો.

ફ્રીટઝ નાનો હતો ત્યારથીજ એક પાડોશની બાઇને ત્યાં

ઉછર્યો હતો. આ પરોપકારી બાઈએ સારી સ્કુલમાં, મોટા માણસોનાં છોકરાં જ્યાં કેળવણી લે છે ત્યાં તેને ભણવા મૂકયો હતો. તે તેને માટે સઘળો ખર્ચ કરતી હતી. શ્રીમંતોનાં છોકરાં જે ઠાઠમાઠથી રહે છે તેમ તેને તે ઉછેરતી હતી. આ બાઇને એક પ્રકારની ઘેલછા હતી કે આ છોકરો આગળ જતાં નામાંકિત થશે અને તેથી તેને શ્રીમંત લોકોના સંસર્ગમાં આવે તેમ ઉછેરવો. આ છોકરા પાછળ પોતાની સઘળી આવક તે ખર્ચ કરતી હતી. એકાએક આ બાઇ મરણ પામી. બાઇ છોકરાને નામે લાખ રૂપીયા વિલમાં લખી ગઇ હતી, પણ મરણ બાદ તપાસ કરતાં લાખ પાઇ પણ નીકળી નહિ. ઇસ્ટેટપર ગુજારો ચાલતો હતો. તે પર પણ બીજાનો હક નીકળ્યો. ફ્રીટઝે જયારે જોયું કે તેને કંઈ મળે એમ નથી ત્યારે તેણે પૈસાને માટે ફાંફાં મારવાં માંડયાં. તે એવી રીતે ઉછર્યો હતો કે ગરીબ રહેવું તેને પરવડે તેમ ન હતું. ફ્રીટઝે સીધે નહિ તો આડે માર્ગે નાણાં મેળવવા નિશ્ચય કર્યો. તે બાઇની અટક પિયુન હતી. ફ્રીટઝે તે ધારણ કરી અને પોતાનું નામ ફ્રીટઝ ફેરવીને યુજેની રાખ્યું.

યુજેનીમાં એક શકિત હતી. તે વાચાળ હતો. સામા માણુસના મનપર અસર કેમ કરવી તે તેને સારી રીતે આવડતું હતું વળી તેને કેળવણી પણ સારી સંસ્થામાં મળી હતી એટલે જો ધારત તો કોઇ પણ ધંધામાં સારો ફાવી શકત. પણ આમ થયું નહિ. યુજેની આળસુ હતો. તેને મહેનત કરી પૈસા મેળવવા કરતાં વગર મહેનતે પૈસાપર હાથ મારવો, એ વધારે પસંદ હતું. જ્યારે યુજેનીને કાઉન્ટ સાથે પીછાન થઇ ત્યારે કાઉન્ટ તેનાથી

મુગ્ધ બની ગયો. કાઉન્ટ બુદ્ધિવાન હતો, પરંતુ તેની બુદ્ધિ દગાબાજ પિયુનને પૂરેપૂરો પિછાનવા જેટલી ન હતી. કાઉન્ટ સીધા માર્ગનો માણસ હતો જ્યારે યુજેની પાતાળયંત્રી હતો. તે હાથમાં આવેલી બાજી જવા દે ખરો ? તેણે તેની બ્હેનની સાથે મળી કાઉન્ટને લૂંટવાનો પ્રપંચ રચ્યો. એટલુંજ નહિ, પણ પોતાની બ્હેન રોઝીનની સાથે કાઉન્ટનાં લગ્ન કરાવવા કોશિષ કરવા લાગ્યો. પોતે રોઝીનનો ભાઇ છે, એ વાત કાઉન્ટને જાણવા દે, તેવો તે ભલો ન હતો. કાઉન્ટથી પોતાના સગપણની વાત છુપી રાખી, રોઝીનને પણ પોતાનો ભાગ કેમ ભજવવો તે કહેવું પડે તેમ ન હતું. કારણ કે, તેનો ધંધો તો એક સામાન્ય નટીનોજ હતો. કાઉન્ટે કિંમતી બક્ષિસો, લુગડાં, ઘરેણાંથી તેના દીલને જીતવાની કોશિષ કરી, પણ રોઝીને આ કશાની પર્વા કરી નહિ, અને પોતે પોતાના વ્રતમાં દૃઢ રહી. આથી કાઉન્ટે માની લીધું કે રોઝીન સતીત્વના આદર્શનો નમૂનો છે. સ્ત્રી જાતિનું ભૂષણ છે, નિર્દોષતા અને પવિત્રતાની પ્રતિમા છે. કમનસિબ પળે કાઉન્ટે તેની સાથે લગ્ન કર્યાં. લગ્ન કર્યાં પછી પુછવું શું ? રોઝીન પોતાના ખરા સ્વરૂપમાં જણાઇ. તેનો ઘરેણાં, લુગડાં અને મોજશોખનો પાર રહ્યો નહિ. પાણીના રેલાની માફક દ્રવ્ય ખર્ચવા લાગી. સ્વભાવ પણ પૂરેપૂરો પરખાઇ ગયો. અલબત તે કાઉન્ટને ચીરતી હતી તેમાં તેનો ભાઇ પણ ભાગ પડાવતો હતો.

કેટલાક સમય સુધી કાઉન્ટે આ સર્વ મુંગે મ્હોંએ સહન કર્યું. તે પોતાની સ્ત્રી કહે તેમ કરવા લાગ્યો. તે જેમ નચાવે તેમ નાચવા લાગ્યો. રોઝીન અને પિયુનની સાથે કાઉન્ટનો સેક્રેટરી

બુલ્હર, સંતલસમાં ભળ્યો અને તેઓ કાઉન્ટ પાસેથી પૈસા ઓકાવવા લાગ્યા. કાઉન્ટ એમજ માનતો હતો કે તેના સેક્રેટરી જેવો બીજો ભલો માણુસ આ દુનિયામાં છે નહિ. યુજેન પિયુન જેવો સાચો સલાહકાર અને ખરો મિત્ર પણ નથી. આમ કેટલોક વખત ચાલ્યા બાદ કાઉન્ટને પોતાની સ્રીની ધુંસરીમાંથી છુટા થવાનો વિચાર થયો. કારણ કે તેનો સ્વભાવ અને તેની અર્થપિપાસાને પહોંચી વળવું, કાઉન્ટને પણ વસમું લાગ્યું. કાઉન્ટને માલમ પડયું કે રોઝીનને પીવાનો ઘણો શોખ છે. કાઉન્ટે તેના આ નાદમાં સગવડતા કરી આપી. તેના એ ખોટા શોખને વધારી મૂકયો. રોઝીન પીવામાં બહુ આગળ વધી. અને અંતે અતિશય 'આબ્સેંથ'* ઢીચવા લાગી. પરિણામ એ આવ્યું કે તેના મસલતખોરોની અજાયબી અને નિરાશા વચ્ચે રોઝીને નદીમાં ડૂબકુ માર્યું કે અકસ્માતથી પડી ગઇ અને પ્રાણ ગુમાવ્યો. આ બનાવ પેરીસથી વીસ માઇલ છેટે એક નાનાં ગામડામાં બન્યો હતો, કારણ કે કાઉન્ટે તેને ત્યાં રાખી હતી. તેને મળવા તે ત્યાં અવારનવાર જતો હતો. આ ગોઠવણ કાઉન્ટે એટલા માટે કરી હતી કે તેનું નામ લોકોમાં બહુ ગવાય નહિ.

પિયુન, બુલ્હર, આના, શાર્કો અને તેના ધણીએ રોઝીનના મરણુના સમાચાર કાઉન્ટને જણાવ્યા નહિ. તેને એમ જણાવ્યું કે રોઝીન કોઇ બીજા સ્થળે હવા ફેર માટે ચાલી ગઇ છે. કેટલાક અઠવાડિયાં વિત્યાં એટલામાં એ ટોળીને નાણાં ભીડ જણાવા માંડી. એમ કરતાં મહિના થયા. પૈસા વગર શું કરવું ? આખરે તેઓએ

---

* એક જાતનો હલકો તીવ્ર દારૂ.

એક નીચ યુક્તિ રચી. તેમણે કાઉન્ટને હરણ કરવાનો અને નિર્જન સ્થળે કેદ રાખવાનો વિચાર કર્યો. આમ કરવામાં તેમની મતલબ એવી હતી કે ભારે રકમ લઇ કાઉન્ટને છૂટો કરવો.

જે રાત્રે કાઉન્ટે પોતાને ત્યાં પાર્ટી આપવાની અને બૉલ આપવાની યોજના કરી હતી, તે રાત્રે કાઉન્ટનું હરણ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. બુલ્હરે રોઝીનના જેવા અક્ષરોમાં બનાવટી કાગળ લખ્યો. કાગળમાં લખ્યું હતું કે: "હું ઘણી ગંભીર બિમાર છું અને અત્રે બ્હારથી પાછી ફરી છું. પથારીમાંથી ઉઠવાની પણ મારી શક્તિ નથી; નહિ તો હું તમારી પાસે આવત. મને નાણાંની ઘણી અગત્ય છે, અને મારી સ્થિતિ ઘણી કફોડી છે. આપ જો હું કહું તેટલી રકમ લઇને આવશો તો તમે જે છૂટકારો માંગો છો, તે હું સદાને માટે આપીશ અને મારાં લગ્નબંધનમાંથી હું તમને મુક્ત કરીશ. પણ જો આપ મારી માંગણીનો અસ્વીકાર કરશો તો આપણાં બંનેનાં લગ્નની વાત દુનિયાને જાહેર કરીશ તથા તમારા પરદેશ ખાતાના પ્રધાન મંડળને પણ જણાવીશ. માટે આ પત્ર વાંચી તાબડતોબ પધારજો. આપને લેવા માટે આપના મકાનથી થોડે છેટે એક ગાડી તૈયાર હશે."

કેવા સંજોગોમાં કાઉન્ટને તે પત્ર મળ્યો હતો તે આપણે જાણીએ છીએ. અને એ કાગળની અસર કાઉન્ટના મનપર કેવી થઇ તેથી પણ આપણે જ્ઞાત છીએ. કાગળમાં જણાવ્યું હતું તે પ્રમાણે તેને માટે ગાડી તે સ્થળે તૈયાર હતી. આ ગાડીમાં બેસાડી કાઉન્ટને બુઢ્ઢા પિયરના મકાન આગળ લઇ ગયા. કાવત્રાખોરોએ બે બદમાશોને સાધી રાખ્યા હતા અને કોચમેનની સાથે તેઓ ચઢી

બેઠા હતા. કાઉન્ટ જ્યારે ગાડીમાંથી નીચે ઉતર્યો અને આસપાસ નજર કરી ત્યારે તેને તે સ્થળ જોઇ તરત ભાન થયું કે કંઇ દગો છે. તે તરતજ પાછો ગાડીમાં બેઠો અને ગાડી પાછી હાંકી જવા કોચમેનને આજ્ઞા કરી, પણ પેલા બે બદમાશો તેને એમ છોડે શાના ? તેઓએ કાઉન્ટને પકડ્યો અને બ્હાર કાઢ્યો. કાઉન્ટ પણ શરીરે સશકત હતો એટલે તેમની સાથે ઝપાઝપી કરવા લાગ્યો. આખરે તેમાંના એક બદમાશે કાઉન્ટના માથા પર સખ્ત ફટકો લગાવ્યો. કાઉન્ટ બેશુધ્ધ થઇને જમીન પર પડયો. બાદમાં તેઓ તેને ઉંચકી બુઢ્ઢા પિયરના મકાનમાં લઈ ગયા.

બે દિવસ તે બેશુધ્ધ હાલતમાં પડી રહ્યો. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેની સાથે ઘેલછાએ પણ દેખા દીધી. બદમાશોએ એમ ધાર્યું કે તે થોડા દિવસમાં પાછો સાજો થઇ જશે અને આપણે તેની પાસેથી નાણાં કઢાવીશું, પણ તેઓ તેમની મુરાદમાં ફાવ્યા નહિ. આમ જ્યારે તેઓ નાસીપાસ થયા અને પૈસાની હાડમારી પડવા લાગી, ત્યારે બુલ્હરે ખોટી હુંડી ઉભી કરવાનું માથે લીધું. ભોગજોગે મેડમ શાર્કો તે વખતે મોસ્કોના થીએટરમાં ગાવા માટે ગઇ હતી. કાઉન્ટનો વેપાર ધંધો અને પેઢી માટે મળે તેટલી હકીકત મેળવવાનો તેને માથે બોજો પડયો. આ હકિકત મળ્યા પછી શાર્કો જાતે મોસ્કો ગયો. ત્યાં જઇ તેણે પીટર પાવલોવીચની પેઢીના માણસ તરીકે હુંડીનો દેખાડ કર્યો, અને નાણાં ખોટી રીતે મેળવ્યાં. આ નાણાંમાં બધા કાવત્રાખોરોનો ભાગ હતો. બુલ્હર બધામાં ચાલાક કાગડો હતો. તે પોતાનો ભાગ લઇ કયાં પસાર થઇ ગયો કે પોલિસને તેનો પત્તો મળ્યો નહિ. પોલિસે ઘણી માથાફોડ કરી પણ ફોકટ.

પેરીસમાં ન્યાયાધિશ સમક્ષ જ્યારે તપાસ ચાલી ત્યારે આ બીના જગજાહેર થઈ. ડેનીવીચે એ ભયંકર કાવત્રાનો ભેદ ખુલ્લો પાડયો હતો, એટલુંજ નહિ, પણ કાઉન્ટની જીંદગી પણ બચાવી હતી. કાઉન્ટ દિવાનો થયો ત્યારે બદમાશોને બોજારૂપ થઇ પડયો હતો અને તે બોજામાંથી છુટવા માટે તેને પત્થર અને લોઢાના ટુકડા સાથે એક કોથળામાં સીવી નદીમાં નાંખી દેવાનો વિચાર કર્યો હતો. પિયુન આ કામમાં સંમત ન હતો પણ મેડમ શાર્કો રાક્ષસીના જેવી દયાહીન હતી અને તેણે તો કાઉન્ટને ભૂપીતો કરવા નિશ્ચય કર્યો હતો. જો કાઉન્ટ જીવતો રહે તો ભવિષ્યમાં પકડાવાની અને તેમનો ભેદ ફુટી જવાની ધાસ્તી હતી, આથી મેડમ શાર્કોએ પોતાના ધણીને પટ્ટી પઢાવી હતી કે કાઉન્ટનું કાશળ કાઢવું. ધણીએ આ કામ કરવા બીડું ઝડપ્યું હતું, અને જ્યારે તે કમકમાટી ભર્યું કામ કરવા જતો હતો ત્યારે ડેનીવીચ બરાબર વખતે ન આવી પહોંચ્યો હોત તો કાઉન્ટનો જીવ જાત. આ સઘળાને પૂરતી સજા કરવામાં આવી અને તે ઉપરાંત રૂશિયાની સરકારે આ ગુન્હેગારોને તેમની તપાસને માટે રૂશિયા મોકલી આપવા માગણી કરી. અલબત્ત ફ્રેન્ચ સરકારે આ માગણી તુરત તો સ્વીકારી નહિ, પણ તેમની સજાની મુદત પૂરી થયા બાદ તેમને રૂશિયા મોકલી આપવાનું કબુલ કર્યું. કારણ કે, શાર્કોએ બનાવટી હુંડી બનાવી હતી અને ખોટી સહી કરી હતી. આ ગુન્હા માટે તેને અને તેના આ માઠા કામમાં મદદ કરવા માટે તેની સ્ત્રી પર પણ કેસ ચલાવવામાં આવ્યો. તેમને લાંબી મુદતની સખ્ત સજા ફરમાવવામાં આવી અને તેમણે તેમની જીંદગી ત્યાંજ પૂરી કરી,

કાઉન્ટની તબિયત તદ્દન લાશ થઇ ગઇ હતી પણ અચ્છી માવજત અને સારા દાક્તરોની દવાપાણીથી કાઉન્ટની તબિયતમાં સુધારો થયો. એક નજીવી ભૂલ્યને માટે તેની સામાજિક કીર્તિ કલંકિત થઇ. કાઉન્ટે ખરી રીતે જોતાં મુર્ખતા કરી હતી. જો કે તેમની સમાજમાં આ કંઇ ભયંકર દોષ નથી, છતાં, તે દોષનું તેણે પ્રાયશ્ચિત પણ કર્યું હતું. એટલો પૈસો, માન આબરુ હોવા છતાં કાઉન્ટને બાકીના દિવસો એક સામાન્ય સ્થિતિના માણસની માફક વ્યતિત કરવા પડયા. આનું કારણ એક નજીવી પણ પ્રાણઘાતક પરિણામ આણે તેવી ભૂલ્ય હતી.



# ઝેરી નાગણ

ડેનીવીચની ડીટેકટીવ તરીકેની લાંબી કારકીર્દિમાં ઘણા કેસો તેના હાથમાં આવ્યા હતા અને ઘણામાં તેને યશ મળ્યો હતો. પરંતુ, બધાય કેસોમાં તે ફત્તેહમંદ નીવડયો હતો એમ ન હતું. જેમાં તેને નિષ્ફળતા મળી હતી તે વાત પણ તેણે પોતાની નોંધપોથી અને પત્રોમાં નોંધી રાખી છે. ગમે તેટલું તોએ ડેનીવીચ માણસ હતો. તે કંઇ દેવ ન હતો. તેનું કામ ઘણું બારીક બુધ્ધિનું હતું અને તે કામની શોધ મનુષ્ય જીવનના ધોરી કે સરિયામ રસ્તામાં નહિ પરંતુ જીવનની આડી તેડી, વાંકી ચુંકી ગલીગુંચીઓમાં હતું. કારણ કે જેઓ ગુન્હેગારો છે તે કદિ સીધી વાટે જનાર હોતા નથી. ડેનીવીચ પોતાના કામમાં ખરેખર એક જોડી વગરનો માણસ હતો, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. કુદરતે તેનું ભેજું એવા પ્રકારનું બનાવ્યું હતું કે જ્યાં સામાન્ય માણસને ગુન્હાની સમજ પડે નહિ ત્યાં તે ક્ષણમાં મુદ્દો અને મર્મ સમજી શકતો હતો. ડીટેક્ટીવના ધંધાની તેનામાં સ્વયંભૂ વૃત્તિ હતી. અથવા તો એમજ કહીએ કે ડીટેકટીવના કામમાં જોઇતી બુધ્ધિ તે જન્મથી લઇને અવતર્યો હતો, તો તે ખોટું નથી. તે તેના આ પ્રિય વ્યવસાય સિવાય બીજા ધંધામાં પણ સારી નામના મેળવી શકયો

હોત અને ખાસ કરીને તેણે નાટકના તખ્તાપર સારૂં નામ દીપાવ્યું હોત. જુદા જુદા વેષ લેવાની છટા અને તે વેષ પ્રમાણે વાણી બદલવાની ખૂબી અને વેષને અનુરૂપ ભાવ દર્શાવવામાં તે એવો તો નિપૂણ હતો કે તેની જોડી મળવી મુશ્કેલ હતી. હું જે કેસની હકીકત તમને સંભળાવનાર છું, તે કેસ એક ઘણો વિલક્ષણ હતો એમ ડેનીવીચે પોતેજ મને કહ્યું હતું. મનુષ્ય પ્રાણી પૈસાની ખાતર કેટલી નીચતાની હદે જાય છે તેનો એ નાદર નમુનો છે. આપણે ત્યાં સ્ત્રીઓ જાહેર જીવનમાં સમાનતાના ભાવે છુટથી વ્યવહારમાં ભાગ લેતી નથી, પરંતુ પાશ્ચાત્ય મૂલ્કોમાં સ્ત્રીઓ જ્યાં સમાજમાં અમુક પ્રકારની છૂટ ભોગવે છે ત્યાં તેઓ પણ નીચ કામ કરતાં અટકતી નથી.

એમ બન્યું કે ઉન્હાળાના દિવસોમાં રૂશિયાના સૈન્યનો એક ભાગ થોડા સમય માટે મોરક્કો મોકલવામાં આવ્યો હતો. એ લશ્કરની એક ટુકડીનો નાયક કર્નલ ઇગ્નેટોફ, આખી સાંજ બહાર ફરવામાં કાઢી, મોડો બેરેકમાં આવ્યો અને આવતાંની વાર તેણે લશ્કરી ખાતાના તબીબને બોલાવવાને માણસ મોકલ્યો; કારણ કે તેની તબિયત એકાએક બગડી આવી હતી. તેની આજ્ઞા અમલમાં મૂકવામાં દશેક મીનીટ લાગી હશે. કારણ કે લસ્કરી ડૉકટર લશ્કરના મથકમાંજ હોય છે. કર્નલની ઓરડીમાં આવતાં ડૉકટરને દશેક મીનીટ લાગી હશે પણ એ દશ મીનીટમાં તો કર્નલ બેસુમાર ઉલ્ટીઓ કરી થંડો પડી ગયો અને બેભાન સ્થિતિમાં માલમ પડયો. જે સિપાઇ ડૉકટરને તેડવા ગયો હતો તેને પુછતાં જણાયું કે કર્નલ સાહેબ એમ કહેતા હતા કે પેટમાં જાણે આગ બળતી હોય એમ

થાય છે. ડૉક્ટરે દવા આપી તેનાથી જરા આરામ માલમ પડયો કારણ કે દરદી શુધ્ધિમાં આવ્યો અને તેની આવી સ્થિતિનું કારણ પુછતાં તેણે જણાવ્યું કે:

"હું બ્હાર જમવા ગયો હતો. ત્યાં મેં મચ્છીનો સેરવો બરફમાં રાખી થંડો કરવામાં આવે છે તે લીધો હતો અને ત્યાર પછી મારી આ સ્થિતિ થઇ છે. કદાચ માછલી તાજી હોવાને બદલે સડેલી કે કોહેલી હશે અને તેનું આ પરિણામ છે." એટલું કહેતામાં ફરીથી ઉલટીનો ઉછાળો આવ્યો અને તે પાછો બેશુધ્ધ થઈ પડયો. દવા ફરી આપવામાં આવી; પરંતુ કંઇ અસરકારક નીવડી નહિ અને દરદી બે કલાકમાં મરણ પામ્યો. દર્દીની પરીક્ષા કરતાં ઝેરનાં ચિન્હ જણાતાં હતાં, તેથી તેના મરણ બાદ પેટ ચીરી તપાસ કરવાને હુકમ કરવામાં આવ્યો અને તપાસના પરિણામે એમ જાહેર થયું કે ખોરાકમાં એક પ્રકારના ઝેરને લીધે હોજરીમાં સોજો થઇ આવવાના સબબે કર્નલ મરણ પામ્યો હતો.

મચ્છીનો સેરવો જે કર્નલે લીધો હતો, તેને રૂશિયામાં એક સામાન્ય વાની લેખવામાં આવે છે અને ઘણા જણ હોંસથી તે લે છે. તે જાત જાતની માછલીમાંથી બનાવવામાં આવે છે. પ્રથમ માછલીને માવા જેવી થઇ જાય ત્યાં સુધી ઉકાળવામાં આવે છે, અને પછી એના પર મલાઇ ચઢાવી, મશાલો ભેરવી, તેલ નાંખી, એ સર્વેને એક રૂપ કરી, બરફમાં રાખવામાં આવે છે. આ એક ઘણી લ્હેજતદાર વાની બને છે. તેથી ઘણા ખાવાને લલચાય છે; પરંતુ તે પચાવવાને હોજરી પણ મજબૂત જોઇએ છે. આ વાની ઘણી ખરી ઉન્હાળામાં બનાવવામાં આવે છે. અને તેથી તે બનાવવામાં

ઘણી સંભાળ રાખવી પડે છે જો ભૂલે ચુકે માછલી તાજી ન હોય કે સડેલી હોય કે હલકા પ્રકારનું તેલ વાપરવામાં આવ્યું હોય તો ઘણી ભયંકર બિમારી ઉત્પન્ન કરે છે. રૂશિયાનો ગરીબ ખેડુત વર્ગ જેને આ ભાવતી વસ્તુ છે, તે ઘણીવાર આ ખાવાથી રોગનો ભોગ બની જાય છે, એટલુંજ નહિ, પણ કેટલીક વાર પોતાની જાન પણ ગુમાવે છે.

આ માન્યતાને લીધે જ દાકતરે પોતાની તપાસમાં જણાવ્યું હશે કે કર્નલ સેરવો ખાવાથી મરણ પામ્યો હશે. વળી કર્નલે પોતે પણ એ ખાધા પછી તરત પેટમાં દુખાવો થવાનું જણાવ્યું હતું. કર્નલ ક્યાં જમવા ગયો હતો, તેની તપાસ કરતાં વિગત મળી આવી ન હતી પરંતુ ડૉકટરોને માછલી સડેલી હોવાનો સંશય જણાયો હતો અને તેથી પેટમાં એકાએક સૂઝ આવવાથી દર્દી મરણ પામ્યો હતો, એમ જાહેર કર્યું હતું. આ બીના આટલેથીજ પતી. કર્નલને લશ્કરી રૂઆબથી અને માન અક્રામથી દફન કરવામાં આવ્યો. ભાષણો થયાં, તેની તારીફ થઇ, તેની નોકરીની, વફાદારીની પ્રશંસા કરવામાં આવી, વિગેરે સર્વ થયું. કર્નલના અંગત મિત્રો જાણતા હતા કે કર્નલ સાહેબ પરણેલા હતા, પરંતુ તેમના અને તેમની સ્ત્રીના સ્વભાવમાં હિમાલય પર્વત જેટલો અણબનાવ હતો અને તેથી બન્ને જણ એકમેકથી જુદાં રહેતાં હતાં. કારણ કે સાથે રહી કૂતરાં બિલાડાંની માફક રોજ રોજ લઢવું એ કર્નલ સાહેબને રૂચીકર ન હતું. કર્નલ સાહેબે સ્વર્ગે સિધાવતા પૂર્વે પોતાની જે કંઇ ઇસ્કયામત હતી, તે તેમના ભાણેજ પીટર બારાનોફને લખી આપી હતી. પીટર પણ રૂશિયાના

સૈન્યમાં તોપખાતામાં કેપ્ટન હતો અને તે પણ તે વખતે મોરક્કો હતો.

એ તો જાણીતી વાત હતી કે કર્નલ પાસે એ પૈસા હતા- સૂકોટાટ ન હતો, પરંતુ તેના મરણ પછી બ્હાર આવ્યું કે કર્નલ કંઇ ઝાઝું મૂકી ગયો ન હતો. આને માટે ઘણી ચકચાર થવા લાગી અને એમ વાત બ્હાર આવી કે કર્નલ સાહેબ એક માશુકાની પાછળ ફીદા હતા અને તેની પાછળ તેમણે પોતાનો પૈસો પાણીના રેલાની માફક ઉડાડયો હતો. આવી બીના તો સાધારણ છે, કારણ કે લશ્કરના અમલદાર કંઇ સાધુ મહાત્મા થોડા હોય છે! આ બીના વિસારે પડી. દૂનિયાનો પ્રવાહ ચાલતો હતો તેમ ચાલવા લાગ્યો; પરંતુ કર્નલની વરસી નહિ થઇ હોય એવામાં એક બીજો બનાવ બન્યો, જેણે મોરક્કોમાં પાછી ચકચાર કરી મૂકી. કર્નલ સાહેબ કંઇ ઝાઝો પૈસો મૂકી ગયા ન હતા. છતાં પીટરને રોકડા ત્રણ હજાર પાઉન્ડ એટલે ૪૫૦૦૦ હજાર રૂપીઆ, કંઇક દાગિના અને રાચરચિલું આપી ગયા હતા. પીટર રંગીલો માણસ હતો. ઇશ્કમીજાજી હતો. એક કવિ પુછે છે કેઃ-

ઇશ્કેબુતાં કરૂં યા યાદે ખુદા કરૂં ?
દો દિનકી જીંદગી કહો મેં કયા કરૂં ?

કેપ્ટન પીટરને ઇશ્કેબુતાં પસંદ હતું. તેની વર્તણુક જરા વધારે છૂટથી બ્હાર પડી જતી હતી; અને હદ ઓળંગી જવાના પ્રસંગ આવી ગયા હતા. જુગારમાં પણ નાણાં ગુમાવતો હતો, આથી લશ્કરી સત્તાવાળાઓને તેને ચેતવણી આપવાની જરૂર પડી. તેમને જણાવી દેવામાં આવ્યું કે જો તેઓ પોતાની વર્તણુક

સુધારશે નહિ તો લશ્કરી ખાતું તેમને પાણીચું આપશે, વિગેરે. પરંતુ એક બનાવે પીટરની આવા પ્રકારની વર્તણુક હંમેશને માટે બંધ કરી દીધી અને મોસ્કોમાં તેની હોહા થવા લાગી.

એક મોડી રાતે મોસ્કોમાં ક્રેમલીનના કોટના દરવાજા બ્હાર એક માણુસ બેશુદ્ધ હાલતમાં પડેલો જોવામાં આવ્યો. તેને ઉંચકી પોલીસની ચોકીપર મોકલાવી દેવામાં આવ્યો. તે ઘણો પીધેલ હાલતમાં હતો અને તેની ઝડતી લેતાં તેના ખીસ્સામાંના કાર્ડપરથી તે પીટર બારાનોફ છે એમ જણાયું. આ બીના લશ્કરી ખાતા-વાળાને પહોંચાડવામાં આવી પણ તેમનો જવાબ આવી પહોંચે ત્યાર પૂર્વે તેની હાલત એકાએક બગડી આવી. ડૉકટરી મદદ આવી પુગી. સારવાર પહોંચી. તેણે સારવાર કરવા પ્રયત્ન કર્યો પણ જોતજોતામાં તે મરણ પામ્યો.

આ બનાવે સારા મોસ્કોમાં હાહાકાર ફેલાવ્યો; અને ફેલાય એમાં નવાઇ ન હતી. મરનાર સારા કુટુંબનો હતો. સમાજમાં તેની અમુક પ્રતિષ્ઠા હતી અને જો કે તેનું વર્તન સાદું સીધું ન હતું, છતાં લશ્કરી ઓધ્ધાને લીધે તે જાણીતો હતો. આવાં કારણોને લીધે તેનું મરણ એ સમસ્ત ગામની ચર્ચાનો વિષય થઇ પડયો. તેના મરણનું કારણ ન જણાવાને લીધે તેનું શરીર ચીરી તપાસ કરતાં જણાયું કે જેમ તેના મામાના પેટમાં સોજો આવ્યો હતો તેવાજ પ્રકારનો સોજો તેની હોજરીમાં અને આંતરડાના માર્ગમાં હતો. ઉપરાંત તેની હોજરીમાં ખાધેલી માછલીનો અર્ધપચેલો ભાગ મળી આવ્યો હતો. આ સિવાય તેણે સારી પેઠે વોડકા*

---

*રૂશિયામાં સામાન્ય રીતે પ્રચલિત બીર જેવી એક જાતનો દારૂ.

પીધો હતો, જેથી તે બેશુધ્ધ હાલતમાં પડી ગયો હતો, પણ આ કંઇ તેના મોતનું કારણ ન હતું. તે શરીરે સુદૃઢ અને સારા બાંધાનો કદાવર રૂશિયન હતો. એ તો જાણીતી વાત છે કે શારીરિક સંપત્તિમાં રૂશિયનો આપણા પઠાણ જેવા છે. તેથી એવા માણસનું મોત આમ આકસ્મિક કારણ વગર બનવા સંભવ ન હતો. ડૉક્ટરોએ પોતાના રીપોર્ટમાં જણાવ્યું કે તેણે બગડેલો ખોરાક ખાવાથી પેટમાં એક પ્રકારનું ઝેર ઉત્પન્ન થયું હતું. જેનાં પરિણામે હોજરીમાં સોજો આવ્યો હતો અને ઠોકાને લીધે તે એકદમ તીવ્ર સ્વરૂપે પહોંચ્યો હતો. આ કારણને લીધે પીટરનું મૃત્યુ થયું હતું. તે બેશુધ્ધ હાલતમાં મળી આવ્યો ત્યાર પહેલાં તે કયાં ગયો હતો અને તેણે શું કર્યું હતું, તે જાણવાની આકાંક્ષા ઘણાને હતી. અનુમાન એમ કરવામાં આવતું હતું કે તે સાંજના ખાઇ ધરાઇ, છાંટો પાણી લઇ, પોતાની ચિંતા ટાળવામાં લાવણ્યમયિ લલનાના મકાનપર ગયો હતો. યુવાનોને પોતાની જાળમાં સપડાવવાને મોસ્કોમાં એવાં સ્થાનોનો તોટો નથી. આ માત્ર અનુમાન જ હતું. તપાસમાં તો એટલુંજ માલમ પડી આવ્યું હતું કે તે પોતાના સ્થાનપરથી છ અને સાતની વચ્ચે ચાલી નીકળ્યો હતો. તે પોતાના લશ્કરી પોશાકમાં નહિ પણ સાદા પોશાકમાં બહાર ગયો હતો અને તેના મિત્રને જણાવ્યું હતું કે તે ઑપેરામાં જનાર છે અને ત્યાર બાદ તે પોતાની એક સ્ત્રી મિત્રને ત્યાં ભોજન લેનાર છે. તે ઑપેરા જોવા ગયો હતો, પરંતુ તે પુરો થવા પહેલાં ઉઠી ચાલી ગયો હતો અને ત્યાર બાદ તે બેશુધ્ધ હાલતમાં મળી આવ્યો, તે

વચ્ચેનો સમય ક્યાં ગાળ્યો હતો તે જણાયું ન હતું.

લોકોને આ પરિણામમાં કંઇ કાળું ધોળું જણાતું હતું. મામો અને ભાણેજ એકજ રીતે મરણ પામે એ જરા આશ્ચર્યજનક હતું. તેને દફન કર્યાને એક અઠવાડીયું નહિ થયું હોય એટલામાં તો એક હોશિયાર તબીબી કૅાલેજના વિદ્યાર્થીએ મોસ્કોના જાણીતા વર્તમાન પત્ર 'મોસ્કોગેઝેટ'માં એક ચર્ચાપત્ર લખ્યું. એમાં તેણે સ્પષ્ટ રીતે દેખાડી આપ્યું હતું કે 'જે ડૉકટરે પીટરની હોજરીમાંના પદાર્થો તપાસી રીપોર્ટ કર્યો, તેણે પોતાની ફરજ બરાબર રીતે અદા કરી ન હતી. મરનાર માણસોની હોજરીમાંથી મળી આવેલા પદાર્થોને રસાયણિક રીતે પૃથક્કરણ કરી જોવા જોઇતા હતા. અને તેમ ન થવામાં એક ગંભીર પ્રકારની ફરજ બજાવવામાં ગફલતી થઇ છે. અંતે તેણે સૂચના કરી હતી કે બન્ને માણસોના મરણનું કારણ કોઈ ભેદ અને પ્રપંચ સિવાય બીજું સંભવતું નથી.'

આ ચર્ચાપત્ર પ્રથમ તો હસી કાઢવામાં આવ્યું, પણ લોકલાગણી એકાએક બદલાઇ ગઇ અને લોકો એમ કહેવા લાગ્યા કે બન્ને માણસો એકજ પ્રકારનો ખોરાક જ લેવાથી મરણ પામે એ માનવામાં આવે તેમ નથી. ડૉકટરોએ પૂરી તપાસ શા માટે કરી નહિ એમ પોકાર ઉઠયો. અમલદાર વર્ગમાં આ વિષયપર ચર્ચા થઇ અને એમ તો નક્કી થયું કે ડૉકટરોની તપાસ વિગતવાર ન હતી. અને તેઓ જે અનુમાન પર આવ્યા હતા તેના પુરાવા માટે કંઇજ કારણો દર્શાવ્યાં ન હતાં. આનું પરિણામ એ આવ્યું કે આ અસાધારણ બનાવ હતો અને વિજ્ઞાનની

ખાતર અને સૈનિકોની જીંદગી એવા જોખમમાં ન આવી પડે તેની ખાતર એની પુરતી વિગતવાર ફરીથી વૈજ્ઞાનિક તપાસ થવી જોઇએ એમ લોક લાગણી દેખાઇ.

અંતે આવા પ્રકારની બારીક તપાસને માટે સરકારી હુકમ ફરમાવવામાં આવ્યો, અને આ કામ મોસ્કોના એક મશહૂર કેમીસ્ટ્રીના પ્રોફેસરને સોંપવામાં આવ્યું. તેણે મરનારની હોજરીમાંના પદાર્થોનું રસાયણિક પૃથક્કરણ કર્યું અને પરિણામમાં એમ જણાયું કે રૂશિયામાં લોકો જેને ક્રીસ્ટમસ રોઝ કહે છે તે ઝાડનું કાતિલ ઝેર આપવામાં આવ્યું હતું; જેનાં પરિણામે પીટર મરણ પામ્યો હતો. લશ્કરી અમલદારોને આ પરિણામ જણાવવામાં આવ્યું. તેઓએ કર્નલનો હોજરીના પદાર્થોનું પૃથક્કરણ કરવાનું કહ્યું. કર્નલનું મરણ પણ એજ જહરથી થયું હતું એમ સાબીત થયું.

સામાન્ય લોકોને ભાગ્યેજ ખબર હોય છે કે જેને તેઓ ક્રિસ્ટમસ રોઝ કહે છે તેનાં પાદડાં અને મૂળિયામાંથી એક પ્રકારનું કાતિલ જહર બનાવવામાં આવે છે. આ જહરની અસર એવા પ્રકારની છે કે લેનારના પેટમાં આગ આગ થઇ આવે છે, ઉલ્ટીઓ થાય છે, ચકરી આવે છે અને સડી ગયેલો ખોરાક આદિ લેવાને લીધે જે ચિન્હ થઇ આવે, તેવાં ચિન્હ આ જહર આપવાથી થઇ આવે છે. આથી કરીને તેનો ઉપયોગ ચાલાક અને દગાબાજ લોકો આ જહર આપી એવો ભ્રમ ઉત્પન્ન કરે છે કે ખરાબ ખોરાકનું આ પરિણામ છે—નહિ કે જહરનું. વળી આ જહરને પાણીમાં અને દારૂમાં ભેળવી આપવાથી તેનો સ્વાદ માલમ પડતો નથી. કર્નલના અને કેપ્ટનના મરણમાં દાકતરો

આથીજ થાપ ખાઇ ગયા હતા. વળી એ લોકોને કર્નલ માટે તો ચુપ ખાવાનું કારણ પણ મળ્યું હતું. જો તબીબી વિદ્યાર્થીએ ચર્ચાપત્ર ન લખ્યું હોત તો આ બીના સદાને માટે અંધારામાં રહેત. વળી આ જહરને પારખી કાઢવું, એ પણ સહેલું કામ નથી. તેની પરીક્ષા ઘણી કઠણ છે. બારીક રસાયણીક પ્રયોગો વડે એ જહરનું અસ્તિત્વ શોધી કઢાય છે અને જો તે વિદ્વાન પ્રોફેસર કે જેનો જુદા જુદા જહરોનો બારીક અભ્યાસ ન હોત તો તે સિવાય બીજા કોઇએ ભાગ્યેજ પારખી કાઢયું હોત.

વિષની વાત તો નક્કી થઇ; પરંતુ તે અજાણતાં આપવામાં આવ્યું હતું કે કોઇએ ઇરાદાપૂર્વક આપ્યું હતું તે એક વિકટ સવાલ હતો. અચાનક ભૂલથી લેવામાં આવ્યું હોય એ બનવાજોય ન હતું. બંને સગા સગા એકજ વર્ષમાં એકજ કારણની ભૂલથી મરણ પામે, એ મનાયજ કેમ ! જરૂર આમાં કંઇ કાવત્રું હોવું જોઇએ એમાં સંશય જેવું હતુંજ નહિ. આ કેસ છેવટે પોલીસને તપાસને માટે સોંપવામાં આવ્યો અને ગમે તેમ કરી એ જહર આપનારનો પત્તો મેળવવા હુકમ ફરમાવવામાં આવ્યો. મરણ પામ્યા તે દિવસે બંને જણા કયાં ગયા હતા, શું કરતા હતા તેની તપાસ કરવામાં આવી. કર્નલને મરણ પામ્યાને લાંબો વખત થયો હતો તેથી તેની બાબતમાં મરણ પામ્યો તે દિવસે કર્નલ કયાં હતો તે જાણવું મુશ્કેલ હતું, પરંતુ તપાસ કરતાં એમ જણાયું કે બારાનોફ પોતાના એક મિત્ર એલેકઝેન્ડર બ્લાસોવસ્કી, જે શહેરની બ્હાર એક બંગલામાં રહેતો હતો તેને ત્યાં ગયો હતો. પછી બન્ને જણા એક રેસ્ટોરાંમાં ગયા હતા અને ત્યાં બન્નેએ વાળુ કર્યું.

પછી બીલિયર્ડ રમ્યા. એલેકઝેન્ડરને પોતાને એક બીજા મિત્રને મળવાનું હતું, તેથી તે પોતાના મિત્રથી છુટો પડયો. કેપ્ટનને તેણે પૂછ્યું નહિ કે તે કયાં જવાનો ઇરાદો રાખે છે? વળી કેપ્ટને પોતે પણ પોતાનો ઈરાદો જણાવ્યો નહિ, છતાં એમ જાણવામાં આવ્યુ હતું કે તે ઓપેરા જોવા ગયો હતો અને દશ વાગે ત્યાંથી ઉઠી ચાલી નીકળ્યો હતો. આ ઉપરાંત એમ ખાત્રીપૂર્વક જણાવવામાં આવતું હતું કે જ્યારે કેપ્ટન બારાનોફ રેસ્ટોરાંમાંથી નીકળ્યો ત્યારે તે તંદુરસ્ત હાલતમાં હતો અને ઘણા ખૂશ મિજાજમાં હતો. આ બધા બનાવ બન્યા પછી તે ક્રેમલીનના કોટના દરવાજા બ્હાર બેશુધ્ધ હાલતમાં મળી આવ્યો હતો. આ પરથી કેટલીક બીના તો ચોક્કસ હતી. આમાં સંશય જેવું ન હતું કે રેસ્ટોરાંમાં ગયો હતો અને તે બેશુધ્ધ હાલતમાં મળી આવ્યો ત્યાર પૂર્વે તેણે પ્રાણઘાતક પદાર્થ લીધો હતો. કાફેમાંથી નિકળ્યા બાદ તે બેશુધ્ધ હાલતમાં મળી આવ્યો. તેણે વચ્ચગાળાનો સમય કયાં ગાળ્યો હતો તે જણાયું ન હતું. તે એકલો હતો કે તેની સાથે માણસો હતા? એ પણ જાણવામાં આવ્યું ન હતું. વળી એમ પણ લાગતું હતું કે આ બીના પર ઢાંકપીછોડો નાંખવાનો પાકો ઇરાદો જણાતો હતો અને તેમ કરવામાં કોઇનો કાંઈ હેતુ હોવો જોઇએ, એમ ભાસતું હતું. કર્નલની બાબત પણ એવા પ્રકારની હતી. કારણ કે જે રાત્રિએ તે પ્રાણઘાતક બનાવ બન્યો, તે રાત્રિએ તે કયાં ગયો હતો, તે કોઇના જાણવામાં આવ્યું ન હોતું. મોસ્કો એ કંઈ ન્હાનું-સુનું શહેર નથી. યૂરોપના નામાંકિત મોટા શહેરોમાંનું તે એક છે, અને તે મોજમજાહનું મથક છે. જાત જાતના લોકોની ત્યાં

વસ્તી છે. માત્ર મુંબઈમાંજ ગીરગામની ગુલાબ, ગોરીગલીની ગોરાંગીઓ, કોટની કામિની, નાજુક નાજાં, કે દોઅન્નીજાન અને નન્નીજાન રૂપનો ક્રય કરી, પોતાનાં ખીસ્સાં તર કરી, હૈયાફુટાનાં ખીસ્સાં હલકાં કરે છે, એમ નથી. મોસ્કોમાં મોજમજાહ જાત-જાતની મળે છે. દુનિયાના કોઈ પણ મોટા શહેરમાં એવી રંગ-બેરંગી વસ્તી જોવામાં આવતી નથી. લેવાન્ટના ગળાકાપુઓ કે ફાંસીગરા, બાલ્ટીકના ખલાસીઓ અને મચ્છીમારો, તાતારી, ઇરાની, બોખારી બગદાદી જ્યુ, ગ્રીકના મસ્તીખોર ગોલા, જીઓર્જીયન, સીરકાસીયન વિગેરેનો જમેલો અહીં જોવામાં આવે છે. દરેક જાતના ગુન્હા અહીં થાય છે. આટલું છતાં જેમ મુસલમાનોને મન મક્કા પવિત્ર તેમ રૂશિયનોને મન મોસ્કો પવિત્ર હોય છે અને તેને પવિત્ર શહેર The Holy city કહે છે.

કેટલાંક અઠવાડિયાં સુધી પોલીસે તપાસ ચલાવી પણ ફત્તેહ મળી નહિ. આખરે આ કેસ ડેનીવીચને સોંપવામાં આવ્યો. ડેની-વીચ સેંટપીટર્સબર્ગથી મોસ્કો આવ્યો. શહેરનો મીલીટરી ગવર્નર જે સૈન્યનો જનરલ હતો તેને મળ્યો. જનરલે કહ્યું:—

"તમારી નજરમાં આવે તેવા ઉપાયો લ્યો પણ કર્નલ ઇગ્નેટોફ અને કેપ્ટન બારાનોફનાં ખૂન કરનારનો પત્તો મેળવી આપો. આ બન્ને જણને જહર આપી ખૂન કરવામાં આવ્યું હતું એમાં કંઇ શક નથી. આ ખૂનીઓને શોધી કાઢી તેમને સજાએ પહોંચાડવા જોઇએ. છેલ્લાં કેટલાંક વર્ષો થયાં આવી ક્રૂર બદ-માસીનો ભોગ થઇ ઘણા સિપાઇઓએ પોતાની જાન ગૂમાવી છે અને ખૂનીઓ છટકી ગયા છે. બે નામીચા અમલદારો—જાણીતા

" લગભગ દોઢેક કલાક થયો."

" તીજોરી તોડી હોય એમ તમને લાગ્યું હતું ?"

" નહિ. તે બરાબર જેમ બંધ હતી તેમ હતી."

" અને ડીસ્પેચબોકસ પણ બંધ હતી ?"

" તે પણ જેમ હતી તેમ બંધ હતી."

" ત્યારે તો એવી બીજી બંધબેસ્તી ચાવીથી તીજોરી અને પેટી ઉઘાડેલી હોવી જોઈએ."

" તે તો સ્પષ્ટજ છે કે એમ બનવું જોઇએ."

" વારુ આ તીજોરી અને ડીસ્પેચ બોકસની બેવડી ચાવીઓ છે કે ?"

" હા, આ ઓરડામાંની દરેક તીજોરી અને દરેક ડીસ્પેચ બોકસની બબ્બે ચાવીઓ છે. એક ચાવી મારી પાસે રહે છે અને બીજી ચાવી ખુદ નામદાર શહેનશાહ પાસે રહે છે. એમ કરવાનું કારણ સ્પષ્ટ છે.

" પણ આ ચાવી કોઇ સાધારણ આદમીના હાથમાં એમ બનવું મુશ્કેલ છે."

" મુશ્કેલ !" પ્રિન્સે કહ્યું. ' લગભગ અસંભવિત છે. માટે એવો તર્ક કરવો કે શંકા રાખવી નકામી છે."

" ત્યારે હવે એમજ અનુમાન થઇ શકે કે કોઈએ આપની ચાવી મેળવી હોવી જોઇએ."

" મારી ચાવીઓ મેળવવી એ પણ સહેલ કામ નથી. કેવો બંદોબસ્ત રાખ્યો છે, તે, મારી સાથે આવીને તમે પોતે જુઓ કે તમારી ખાત્રી થાય."

"એ પણ ધ્યાનમાં લેવાની બાબત હતી કે પ્રિન્સે પોતેજ મને વાતવાતમાં જણાવ્યું હતું કે જો આ મુસદ્દાનો મજકુર બીજા રાજ્યોની જાણમાં આવે તો યૂરોપમાં લડાઇનાં વાદળાં ઘેરાય.*

પ્રિન્સ સારી રીતે જાણતો હતો કે રણસંગ્રામમાં ઉતરવાનો આ વખત નથી. લડાઇની કલ્પના તે નજીકમાં નહિ પણ લાંબા સમય પછી જોવા ઉત્સુક હતો. પ્રિન્સ રાજનીષ્ટ માણસ હતો. પોતાના સ્વામીનું અને દેશનું ભલું ઇચ્છતો હતો. તે રૂશિયાને સંધી વડે બીજા રાજ્યોની સાથે મિત્રાચારીમાં જોડી, રૂશિયન સામ્રાજ્યનો વિસ્તાર કરવા ઇચ્છતો હતો. તેની ગણના એવી હતી કે જો યૂરોપના ઇતિર રાજ્યોમાંથી કેટલાંક તટસ્થ રહે તોજ રૂશિયા પોતાની નેમમાં ફાવે. આથી કરીને તે તુર્કી સાથે વિગ્રહમાં ઉતરવા ઇચ્છતો નહિ. આ કારણને લીધે ગુમ થયેલા દસ્તાવેજે તેની કેવી સ્થિતિ કરી મૂકી હશે, તે વાંચનાર સારી રીતે કલ્પી શકશે.

પ્રિન્સની સાથે ફરીથી વાતચીત કરતાં હું જાણી શકયો કે તેના હાથ નીચે બાર સેક્રેટરીઓ હતા. તે ઉપરાંત એક ખાનગી સેક્રેટરી હતો. પ્રિન્સ જ્યાં કામ કરતો હતો ત્યાં કોઇને પણ દાખલ

---

* આ બીના સત્ય હતી એમ યૂરોપના ઇતિહાસના અભ્યાસકો કહી શકશે. કારણ કે તે સમયે રૂશિયાએ યૂરોપના એક બીજા રાજ્યની સાથે તુર્કીની વિરૂદ્ધમાં કોલકરાર કર્યા હતા. જો આ કોલકરારની ખબર તુર્કીને પડે તો તુર્કી યુધ્ધને માટે તૈયાર થાય તેવો સંભવ હતો. જો કે તેમ કરવામાં તુર્કીને લાભ થાત કે નહિ તે શંકાસ્પદ છે; પરંતુ યૂરોપમાં ભારે રણસંગ્રામ જાગત અને મનુષ્યહાની અને દ્રવ્યહાની પારાવાર થાત.

થવાની મનાઇ હતી. પ્રિન્સને રહેવાને અને કામ કરવાને જગાનો બંદોબસ્ત પાકો હતો. એ તો પ્રિન્સે પોતે મને ફરીને બતાવ્યો હતો. ચોરીને માટે જે તર્ક કરી શકાય તેવો હતો, તેમાં કેટલીક વિગતો ખાસ ધ્યાન ખેંચે તેવી હતી. પ્રથમ તો એ ચોક્કસ જણાતું હતું કે એક કાવત્રું રચાયું હતું. એમાં એક દેશદ્રોહી અને એક બાતમી મેળવનાર સામેલ હતા. એ માણસ ગમે તે હોય પણ તેને ખબર હતી કે, કોલકરારને માટે પત્ર વ્યવહાર ચાલે છે. એક ખાસ ખેપિયો તેનો મુસદ્દો લઇ પ્રિન્સ પાસે ગયો છે. પ્રિન્સે તે મુસદ્દો વાંચીને. તેને કિંમતી રાજકીય પત્રો રાખવાનો ખાસ ડીસ્પેચ બૉક્સમાં મૂકી તીજોરીમાં રાખ્યો છે.

બીજી વાત આવા મહત્વના મુસદ્દાની કોપી મેળવી મુશ્કેલ. બીજું, જો ચોરનારને ચોરી કરતી વખતે વખત મળ્યો હોત તો તે ચોરવા કરતાં તેની નકલ ઉતારી લેત. કારણ કે, એમ કરવાથી પકડાવાની ધાંધલ કે ગુમ થયાની વાત કોઇને ખબર પડત નહિ. પણ તેમ કરવાને તેને વખત નહિ હોય.

હવે સવાલ માત્ર એટલો હતો કે, જીવતા તાળાવાળા, એટલી સંભાળપૂર્વક બંદોબસ્ત રખાતા, પ્રિન્સના, મકાન-મંદિરની અંદર જઇ, તીજોરીમાં બંધ રાખેલા કાગળને ચોરી જાય એવું કોણ હતું ? કોલકરારનો મુસદ્દો આવ્યો છે એ વાત ખાસ થોડાકનાજ જાણવામાં હતી. ગમે તેમ હો, જેણે ચોરી કરી હતી તેને પ્રિન્સના રહેવાના મકાનની અને ગોઠવણની પુરતી માહિતી હતી, એ તો સ્પષ્ટ હતું. પ્રિન્સ આ બનાવને લોકદૃષ્ટિથી છુપાવવા ઇચ્છતો હતો અને તેમ કરવું એ ડહાપણ ભર્યું હતું. આ વાતમાં તો

હું પોતે પ્રિન્સની સાથે સંમત હતો. આ સિવાય મારી એક બીજી માન્યતા હતી કે, જેણે ચોરી કરી હોય તેણે રાત્રે ચોરી કરી હોવી જોઇએ. કારણ કે દિવસના પાકા બંદોબસ્તમાં તેમ બનવું શકય ન હતું.

આ ચોરીની સમસ્યાનો ઉકેલ કરવા માટે મેં પૃથકકરણ રીતે અનુમાન કરવા માંડયાં અને ચોરી કરવાનો હેતુ શો? કોને એથી લાભ? તેનો વિચાર કરવા માંડયો. પહેલાં તો એ વાત હતી કે બે રાજ્યો વચ્ચે એ છુપા કોલકરાર હતા. બીજું તુર્કીની વિરૂધ્ધમાં કોલકરાર હતા. આથી એ કોલકરારની શરતો અને મુદ્દો શો તે જાણવું તુર્કીના હિતની વાત હતી. જો આમ હોય તો તુર્કીનો પગાર ખાનાર કે તેને માટે કામ કરનાર અથવા તો કોલકરાર તુર્કીને સોંપી દઇ મોટી નાણાની આશાએ કોઇએ ચોરી લીધો હોવો જોઇએ.

એ તો જાણીતી વાત હતી કે પરદેશખાતામાં તુર્કીના જાસુસો હતા. રૂશિયામાં તેના એલચીખાતામાં પણ કોઈ ફુટેલા માણસ હતા; પણ તેઓ જાતે તુર્ક ન હતા. રૂશિયનોમાંથીજ કોઈ ફુટેલા હતા. તેઓની દેશભકિત બ્હેર મારી ગઇ હતી કે પોતાના લાભને માટે, પૈસાની મોટી રકમને માટે રૂશિયાના હિતનો વિચાર ન કરતાં દેશદ્રોહ કરવા તૈયાર થાય તેમ હતા. આવા માણસો દરેક પ્રજામાં મળી આવે છે તો રૂશિયામાં મળી આવે એમાં કંઈ નવાઇ જેવી વાત નથી.

“હું પ્રિન્સની સાથે બ્હાર નીકળ્યો. ઓરડાના દ્વાર આગળ બે સંત્રી પહેરો ભરતા હતા. એ ઓરડામાંથી બ્હાર નીકળી બીજા

ઓરડામાં આવતાં પણ બે સંત્રીનો પહેરો હતો. આ પસાર કરી ચોગાનમાં આવ્યા. ત્યાં આગળ પ્રિન્સના નોકરો હતા તેમજ સિપાઈ હતા. પાસે પ્રિન્સનું રહેવાનું સરકારી મકાન હતું. વચ્ચોવચ્ચ સીડી હતી. દરવાજા આગળ આવતાંની વાર બે નોકરોએ મખમલના પરદાને ઉંચા કર્યા. અમે સીડી ચઢવા લાગ્યા. સીડીપર ગાલીચો જડયો હતો. તે એટલો તો મુલાયમ હતો કે તેમાં અમારા પગ ખુંપી જતા હતા. સીડી ચઢી અમે એક ભવ્ય સુંદર અને સુરૂચીથી શણગારેલા દિવાનખાનામાં આવી પહોંચ્યા. તે વટાવી એક નાના સુસજ્જીત ઓરડામાં દાખલ થયા. આ રમ્ય રમણીભવન (boudoir) માં એક યુવતિ આરામખુરશી પર પડી પડી નવલકથાનું પુસ્તક વાંચતી હતી. પ્રિન્સ પ્રથમ દાખલ થયા. હું તેમની પાછળ હતો એટલે તે યુવતિએ મને એકાએક જોયો નહિ. પ્રિન્સને જોતાંજ તે પુસ્તક મુકી દઈ, ઉભી થઈ. તેને ભેટવા જતી હતી પણ એટલામાં તેની નજર મારાપર પડતાં તે ખમચાઇ અને શરમાઇ પાછી હઠી. રૂપેરી ઘંટડી જેવા મધુર અવાજે તેણે પ્રિન્સને સંબોધી કહ્યું:—

"હું ન્હોતી ધારતી કે તમે એટલીવારમાં પાછા ફરશો."

"કેતરીના! મારે આ ગૃહસ્થ જોડે કંઈ જરૂરનું ખાનગી કામ છે, માટે થોડીવાર તું તારા ઓરડામાં જા તો વારૂ." પ્રિન્સે કહ્યું.

એક પણ શબ્દ બોલ્યા વગર કેતરીના ઉઠીને ત્યાંથી ચાલી ગઇ. રૂશિયન જનોની શારીરિક સંપત્તિ યુરોપના કે બીજા દેશના કરતાં શ્રેષ્ઠ હોય છે. આપણે ત્યાં જ્યારે ચૌદ કે પંદર વર્ષે છોકરીઓ ઋતુમતિ થાય છે ત્યારે રૂશિયા શિતપ્રધાન મુલક

હોવાથી રજોદર્શન ઘણું મોડું થાય છે. વીશ વર્ષની છોકરી રુશિયામાં હલેલી ગણાય છે. કેતરીનાનું વય વીશથી બાવીશનું હશે. યૌવનમાં તેણે પાદાર્પણ કર્યું હતું. તેનું મનોહર મુખ, નાજુક પીછીથી દોરેલાં ભવાં; વિશાળ નયન, પ્રશસ્ત લલાટ, સુઘડ અણિઆળું નાક, મુક્તા સમાન દંતપંક્તિ. એકંદર રીતે તેના શરીરનું ગઠન એવું હતું કે ખોડ ખાંપણ વગરની વિધાતાનું અમૂલ્ય રત્ન કહી શકાય. આવા રમણી રત્નને જોઇ કોઇ કવિએ કહ્યું છે કે:

કુચ્છ નાઝો અદા કુચ્છ મગરુરી,
કુચ્છ શરમોહયા કુચ્છ બાંકપના;
કુચ્છ આમદ હુસ્ન કે મોસમકી,
કુચ્છ કાફિર હુસ્ન રહા ગદરા;
કુચ્છ શોર જવાની ઉઠનેકા,
ચડતા હૈ ઉભડ કે જયું દરિયા,
વોહ સીના ઉભરા જોશભરા,
વોહ આલમ જીરકા ઝુમ રહા.

તે રમણીના ઓરડામાંથી અમે બીજા ઓરડામાં ગયા. આ પ્રિન્સનું શયનગૃહ હતું. તે ઓરડાના એક ખુણામાં કબાટ હતું. પ્રિન્સે પોતાના ખિસ્સામાંથી એક વિલક્ષણ જાતની કુંચી કાઢી તે કબાટ ઉઘાડયું. બાદમાં મને કહ્યું:

"આ કબાટ લોખંડનું છે. કબાટના આ ખુણામાં રાતના ચાવીઓ મુકવામાં આવે છે. કબાટ બંધ કરી તેની ચાવી મારા વિશ્વાસુ કર્માફ બ્લાડામીર નિકોલફને સોંપવામાં આવે છે.

આ માણુસ ચાલીશ વર્ષ થયાં રાજ્યની વફાદારીથી સેવા કરતો આવ્યો છે."

"આ કલાર્ક શું અહીંજ રહે છે?" મેં પ્રિન્સને પ્રશ્ન કર્યો.

"એનું રહેવાનું સ્થાન પણ અમારી સાથેજ છે. આ પરથી તમે સ્પષ્ટ સમજી શકશો કે ચાવી મેળવવી એ કોઇને માટે કેવું મુશ્કેલ કામ છે."

મારાથી બોલ્યા વગર નહિ રહેવાયું કે, "એટલું છતાં કોઇએ ચાવી ચોરી, ડીસ્પેચ બોક્સ ઉઘાડી, કિંમતી દસ્તાવેજ ગુમ કર્યો છે."

પળવાર વિચારમગ્ન રહી પ્રિન્સે કહ્યું; "બરાબર છે. તમારે અત્યારે જે કરવાનું છે તે એ છે કે એ પેટી કોણે ઉઘાડી, શાની વડે ઉઘાડી અને તે કિંમતી દસ્તાવેજ કયાં ગયો તે શોધી કાઢવાનું છે. તમે તમારૂં કામ એકદમ શરૂ કરી નાંખો. કારણ કે જેટલો સમય જાય છે તેટલો ચોરને તેનો લાભ મળે છે."

"માફ કરો નામદાર! મારે આપને કેટલાક પ્રશ્નો હજી પુછવા છે."

"ઘણી ખુશીથી. મને તે બાબત માટે ઇન્કાર નથી." આટલુ કહેતાં ચિંતાની અસર પ્રિન્સના ચહેરા પર મને જણાવા લાગી. જાણે તે ચીઢમાં બોલ્યો ન હોય એવો મને ભાસ થયો.

તેને ચિંતા થાય એમાં નવાઇ જેવું શું હતું? રાજ્યની એક અત્યંત ખાનગી અને અત્યંત મહત્વની બાબત પરરાજ્યના જાણવામાં આવે તો એનું કેવું ભયંકર પરિણામ આવે. યુરોપમાં

ભયંકર લડાઇનાં વાદળ ફાટી નીકળે અને પ્રજાની પાયમાલી થાય.*

એ તો જાણીતી વાત હતી કે રૂશિયાની આંતરિક સ્થિતિ જેવી જોઇએ તેવી સારી ન હતી. પ્રિન્સ જેવો રાજનીતિજ્ઞ પોતાના દેશની હાલતથી સારી રીતે વાકેફગાર ન હોય એમ કંઇ બને ખરૂં? રૂશિયા તે સમયે લડાઇના મેદાનમાં ઉતરવાને તૈયાર ન હતું એ સારૂં યૂરોપ જાણતું હતું અને આવા કફોડા સમયે જો લડાઇ એકાએક જાગી ઉઠે તો રૂશિયાનો અંદરનો મામલો ભ્હેકી ઉઠે એની રૂશિયાના રાજદ્વારી પુરૂષોને કાળજી હતી. આ સાથે એ પણ જણાવવું જોઇએ કે રૂશિયાના રાજદ્વારી વર્ગમાં એવી બળવત્તર માન્યતા હતી કે રૂશિયાને વ્હેલે મોડે લડાઇમાં ઉતર્યા સિવાય છૂટકો નથી. આને લીધે પ્રીન્સ—જેની રાજનીતિમાં સારી ખ્યાતિ હતી, જે દેશહિતને માટે સદા પ્રયત્ન કરતો હતો, રૂશિયાની સીમા વધારવાને માટે આતુર હતો. તે આવા ભારી લડાઇના મામલાને માટે બીજા રાજ્યો સાથે રૂશિયાની મિત્રાચારી સાંધવા પ્રયત્ન કરતો હતો. તે ઉપરાંત જો લડાઇનો

---

* આ બીના હવે જગજાહેર છે કે લડાઈનો સંભવ વધારે હતો. ખરી વાત એમ હતી કે રૂશિયાએ યૂરોપના એક બીજા રાજ્ય જોડે તુર્કીની વિરૂધ્ધ કોલકરાર કર્યા હતા. જો આ બીનાની ખબર તુર્કીને પડે તો તે રૂશિયા વિરૂધ્ધ જંગ જમાવે તો નવાઈ ન હતી. જો કે એનું પરિણામ તુર્કીને લાભદાયક નીવડત કે નહિ, તે બીજી વાત છે, પણ તુર્કીએ રૂશિયા વિરૂદ્ધ લડાઇનું રણશીંગડું ફૂંક્યું હોત અને યૂરોપમાં લડાઇના મામલાએ કંઇ ઓરજ રૂપ ધારણ કર્યું હોત.

પ્રસંગ આવે તો કેટલાંક રાજ્યો મદદ ન કરે પણ તટસ્થ રહે તેને માટે પણ તે પેરવી કરી રહ્યો હતો. આવી સ્થિતિમાં રાજ્યની એક ખાનગી બાબત દુશ્મન રાજ્યના જાણવામાં આવે તો તેનું કેવું પરિણામ આવે એની પ્રિન્સને કેટલી ચિંતા થતી હોવી જોઇએ તે વાંચનાર સ્હેલાઇથી કલ્પી શકશે.

'પ્રિન્સની સાથે વાતચીત કરતાં મને જણાયું કે તેને જે બાર સેક્રેટરી હતા તે સિવાય એક ખાનગી અને વિશ્વાસુ સેક્રેટરી હતો. પ્રિન્સના ખાનગી ઓરડામાં-ખિલવતખાનામાં, જ્યાં રાજ્યને લગતું મહત્વનું કામ કરતો હતો અને રાજ્યને લગતા કાગળ પત્રો રાખતો હતો ત્યાં રજા વગર તેના સેક્રેટરીઓ પણ આવી ન શકતા. તેના ખાતાને લગતું પરચુરણ કામ બ્હારના ખંડમાં થતું હતું; પરંતુ અંદરના ખંડમાં તો કોઇનાથી જવાતું નહિ. ઓરડાની બ્હાર એક સંત્રી પહેરો ભરતો હતો. પાસ વગર કે ખાસ પરવાના વગર કોઈપણ માણસને અંદર દાખલ થવા દેવો નહિ એવી સખ્ત તાકિદ તેને કરવામાં આવી હતી.

આટલી બધી સાવચેતીના ઉપાયો અને સાવધગીરી રાખવામાં આવી હોય ત્યાં કોણ આદમી તે કિંમતી દસ્તાવેજ લેવાને અંદર જવાની હિંમત કરી શકે? વાત એ હતી કે ચોરીના મુદ્દાને માટે તર્ક લડાવવામાં પણ ઘણી સૂક્ષ્મ બાબતોનો વિચાર કરવાનો હતો. એક વાત ચોકકસ હતી. કાવત્રું રચાયું હતું અને કોઈ રશિયન જાણભેદુ ફૂટયો હોવાનો સંભવ હતો. તે માણસ ગમે તે હો પણ તેને એટલી તો ખબર હતી કે, કોલકરારને માટે પત્ર વ્યવહાર ચાલી રહ્યો છેઃ ખાસ એલચી રશિયા રવાના થઇ

ચુકયો છેઃ કોલકરારનો મુસદ્દો પ્રિન્સને હાથોહાથ પહોંચી ચુકયો છે અને તે મુસદ્દો જ્યાં કીંમતી અને મહત્વના કાગળો રાખવામાં આવે છે, તે તીજોરીમાં મુકવામાં આવ્યો છે. આવા મહત્વના– અતિ મહત્વના પત્ર વ્યવહારની નકલ સ્હેજમાં મળવી મુશ્કેલ. ધારો કે તે ચોર ત્યાં દાખલ થયો તો તેને તે લઇ જવાની જરૂર શી હતી? જો ત્યાંને ત્યાંજ તેની નકલ કે તેનો સાર ઉતારી લીધો હોત તો આ બોભાટ થવાનું કારણ રહેત નહિ. કોઇ જાણુત કરત નહિ. પણ તેમ કરવા જેટલો તે ચોરને વખત ન હોવો જોઇએ. પકડાવાની દહેશતથી, કે કોઇ કારણથી તે લઇને સટકી ગયો હોવો જોઇએ.

આ કોયડાની ઉકેલ શોધતાં પહેલો પ્રશ્ન એ ઉભો થતો હતો કે પરદેશ ખાતાના પ્રધાનની ઑફિસમાં એવો કોણ અવર જવરવાળો માણસ હતો કે, આટલી ચોકશી અને સાવચેતીના ઉપાયો રાખવા છતાં તે અંદરના ભાગમાં જઇ, જે બીના છ કાની પણ થઈ ન હતી, તેનો પત્તો મેળવી તે ઉડાવી ગયો !

કોયડાનો ખરો ઉકેલ અહીંજ હતો. ગમે તેમ હો, પણ એક બાબત પરત્વે મને કંઇ શંકા ન હતી. ચોર ગમે તે હોય પણ પરદેશ ખાતાના પ્રધાનના ધર અને ઑફિસથી તે માહેતગાર હતો. કયાં શું રહે છે ને શું નહિ તે બરાબર રીતે જાણતો હતો અને પ્રિન્સની સાથે કંઇને કંઈ સંબંધ કે સંસર્ગ રાખનાર હતો. પ્રિન્સની ઇચ્છા હતી કે આ બીના લોકોથી ગુપ્ત રાખવી અને એ વિચાર પ્રિન્સનો મને પણ ગોઠયો. લોકોમાં ચકચાર થવાથી લાભને બદલે હાની થવાનો વધારે સંભવ હતો.

મારા મનમાં એક બીજો મુદ્દો સુઝી આવ્યો. મારી એવી માન્યતા હતી કે ચોરી રાતની વખતે અથવા તો ઑફિસના કામકાજનો વખત થઇ ગયા પછી થઈ હોવી જોઇએ. અને તેમાં એક કરતાં વધારે માણસો સામેલ હોવાં જોઇએ.

આ કોયડાને ઉકેલવો એ સહેલું ન્હોતું. મેં તેને માટે પૃથક્કરણની રીતે અનુમાન કરવા માંડયાં. પહેલી વાત તો ચોરી કરવાનો હેતુ શો? હેતુ તો સ્પષ્ટજ હતો. પહેલી વાત તો એ હતી કે એ છુપા કોલકરારનો મુસદ્દો હતો. બીજી વાત એ કોલકરાર તુર્કી વિરુધ્ધ કરવામાં આવ્યો હતો. ત્રીજી વાત આથી કરીને તે કોલકરારમાં શું હતું, તે જાણવું એ તુર્કીને પોતાની લાભની અને હિતની વાત હતી. આથી કરીને તુર્કીના કોઈ જાસુસે કે નાણાંની લાલચને લીધે કોઇ ત્રાહીતે તે ચોરી કરવા હિંમત કરી હશે.

તુર્કી જાસુસ પરદેશ ખાતાના પ્રધાનની ઑફિસમાં હોવાની સંભાવના ન હતી. પણ હા, તુર્કીના નાણાથી લોભાઇ એવી નીચતા કરનાર રૂશિયનો હોય-હતા એની ના પાડી શકાય તેમ ન હતું. દેશદાઝ ભુલી થઇ ગઇ હોય; સ્વાર્થથી આંધળા બની ગયા હોય એવા દેશદ્રોહીઓ એકલા રૂશિયામાં નહિ પણ દરેક દેશમાં હોય છે. હિંદુસ્તાનની અત્યારની પરાધીનતાનું કારણ ઇતિહાસના વાંચનારાઓ સારી રીતે જાણે છે કે એવા દેશદ્રોહીઓજ હતા.

"તે ગમે તેમ હો પણ આટલું તો ચોક્કસ જણાતું હતું કે ચોરી કરનાર રૂશિયન હોવો જોઇએ કારણ કે ઇતરને પરદેશ

ખાતાના પ્રધાનની ઑફિસમાં એક રાતનો આશરો પણ મળવો મુશ્કેલ હતો.

સઘળી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં મને એમ લાગતું હતું કે ચોરી કરનાર રૂશિયન હતો. રૂશિયન હોવા ઉપરાંત તેને પરદેશ ખાતા સાથે સંબંધ હતો. આ સંબંધ પણ એવા પ્રકારનો હતો કે જે સંબંધને અંગે તે પરદેશ ખાતાની ઑફિસમાં રાતના જઈ શકવાની લાગવગ ધરાવતો હતો.

અત્રે એ કહેવાની જરૂર છે કે રૂશિયામાં પરદેશખાતાના પ્રધાનની ઑફિસ અને પ્રધાનને રહેવાનું ઘર એકજ સ્થળે હોય છે. પ્રધાનને રહેવાને માટે ઑફિસની બાજુમાં અલાયદું મકાન હોય છે, જ્યાં તે પોતાના કુટુમ્બ અને નોકરો સાથે રહે છે. રૂશિયાના પરદેશ ખાતાના પ્રધાનનો મોભો બીજાં રાજ્યોના પરદેશ ખાતાના પ્રધાન કરતાં મોટો હોય છે. તેના નોકર ચાકરની સંખ્યા પણ મોટી હોય છે.

પ્રિન્સને એટલા બધા નોકરો ન હતા. એનું કારણ એ હતું કે તેને કુટુમ્બમાં કોઈ હતું નહિ. છતાં નહિ નહિ તોએ ૪૦ નોકરો નાના મોટા હતા. તેના ઘરના કામકાજની દેખરેખ કેટેરીના રાખતી હતી કે જેની દેહલતાનું સૌંદર્ય જોઇ ડેનીવીચ ક્ષણભર અવાક્ બની ગયો હતો. આ યુવતિને બે દાસીઓ હતી, જે તેના અંગત કાર્ય માટે હતી. કેટેરીનાની પ્રિન્સના નોકર વર્ગ પર સત્તા હતી અને ગૃહવ્યવસ્થામાં તેનો બોલ કોઈ ઉથાપી શકતું નહિ. વળી વિચાર કરતાં મને એમ પણ જણાતું હતું કે આ ચોરીનો કરનાર પ્રિન્સના માણસોમાંનોજ હોવો જોઇએ. આમ ન હોય તો બીજા કોઇનો પત્તો લાગે નહિ. પરદેશ ખાતાના પ્રધાનની ઑફિસનો જાણકાર, દસ્તાવેજની કિંમત સમજ-

નાર અને તેનાથી લાભ ઉઠાવનાર કોઇ બ્હારનો માણસ ન હોય.

હવે જો એમ ધારીએ કે મારૂં અનુમાન ખરૂં છે તો પ્રિન્સના નોકરોમાંથી કોઇએ કોઇને ફોડયો હોય. બ્હારથી કોઇએ કંઇ દબાણ કર્યું હોય, કંઇ ભારે લાલચ આપી હોય અને કામ કાઢી લીધું હોય. પૈસાની રકમજ જો આપી હોય તો તે રકમ કંઇ ન્હાની સૂની ન હોવી જોઇએ. નાણાંની મોટી રકમે કોઇએ દેશદ્રોહ કરવાનું પાપ કર્યું હોય પણ જ્યાંસુધી મેં તપાસ કરી હતી ત્યાં સુધી પ્રિન્સના નોકરોમાં કોઇ એવો ન જણાયો કે તેની પાસે ભારે રકમ હોય.

*　　　*　　　*

આ વાર્તાના વાંચનાર સ્પષ્ટ રીતે સમજી શકશે કે ગુન્હો કોણે કર્યો હોવો જોઇએ, તે બાબતમાં મારી તર્કશ્રેણી કેવા પ્રકારની હતી, ગુન્હાની સુગ મેળવવાને મેં કયી પધ્ધતિએ અનુમાન કરવા માંડયું હતું. એ તો ચોક્કસ બીના છે કે આવા કેસોમાં પ્રથમ તો માર્ગ જડતો નથી. ઘણીવાર અંધારામાં ફાંફાં મારવા પડે છે. પણ જો સંભાળપૂર્વક કામ લેવામાં આવે તો કાર્ય સાધી શકાય છે. પણ જો સાવધતા ગુમાવી કે આડે માર્ગે દોરાયા તો ગુન્હેગાર બીજે માર્ગે સટકી જાય છે. જરા ચિન્હ, નિશાની, કે તર્કનો માર્ગ મળે તો ઝટ તેનો લાભ લઇ લેવો. જરા જેવી નિશાની મળે તો તેને ઉપયોગમાં લેવી. ટૂંકમાં જેને આવા કેસોમાં કઠિન સમસ્યાનો ઉકેલ કાઢવો હોય તેનામાં ત્રણ ગુણ હોવા જોઇએ. પ્રથમ તો તેનામાં ધીરજ મૌન્ય અને સાવધગીરી હોવી જોઇએ.

જનાવરોમાં ખંધિલાપણું હોય છે. લુચ્ચાઈગીરી હોય છે–પણ મનુષ્યોમાં જે ખંધિલાપણું અને લુચ્ચાઈગીરી હોય છે, તેને પહોંચી વળવું મુશ્કેલ છે. તેને પહોંચી વળવાને માટે જનસ્વભાવની પારખ હોવી જરૂરની છે. આ કેસમાં તો ગુન્હેગાર પોતાની વિદ્યામાં ઘણો દક્ષ પુરૂષ લાગતો હતો. તે કંઈ સામાન્ય માણસનું કામ જણાતું નહતું. આ બધી વિગતો મારે ધ્યાનમાં રાખવાની હતી.

પ્રિન્સ, શાંત પ્રકૃતિનો, પરિણામવાદી, ગણત્રીબાજ અને ખટપટી પુરુષ છે એવી તેની નામના હતી પરંતુ આ બાબતમાં મને તેમ જણાયું નહિ. તેણે પરરાજ્યના રાજનીતિનિપુણ પ્રધાનોને છક્કડ ખવરાવી હતી; પરંતુ આ દસ્તાવેજની ચોરીની બાબતમાં તો તેનો વિચાર જોતાં તેનીનામના જેવું કંઇ જણાયું નહિ. ચોરી સંબંધી તર્ક અને અનુમાનથી ગણત્રી કેમ કરવી તે તેના ધ્યાનમાં બેઠું નહિ. તેણે શરૂઆતમાંજ મને જણાવી દીધું હતું કે સામ્રાજ્યની સત્તા અને સાધનો મારા ઉપયોગને માટે તૈયાર હતાં. આ સિવાય તારનો ઉપયોગ કરી દરેક પોલિસને ખબર આપવાની પણ સૂચના કરી હતી. આ સૂચના મને પોતાને પસંદ ન હતી. મારી પોતાની એવી માન્યતા હતી કે એમ કરવાથી ગુન્હેગાર ચેતી જવાનો વધારે સંભવ હતો, પણ પ્રિન્સની દૃઢ માન્યતા મારાથી ઉલ્ટા પ્રકારની હતી. મેં જ્યારે ગુન્હાની સુગ પરદેશ ખાતાની ઑફિસમાંથી મળી આવશે એમ જણાવ્યું ત્યારે પ્રિન્સને ચીડ ચઢી. મેં તેથી વધારે આગળ પગલાં ભરવાની ના કહી ત્યારે પ્રિન્સે ગુસ્સામાં કહ્યું, “ તમે આમ નકામો સમય ગુમાવો છો, એટલામાં દુશ્મન ક્યાંનો ક્યાં છટકી જશે. તમે અહીંના ભરમમાં કુટાઈ ગુન્હેગારને ન્હાસી જવાની જોઇતી તક આપો છો. એ તો

ચોક્કસ વાત છે કે, ચોરી ગમે તેણે કરી હોય, પણ તે માણસ અત્યારે તે દસ્તાવેજ લઈ તુર્કસ્તાન ભણી ચાલી જાય છે."

"નહિ નામદાર," મેં કહ્યું, "મારી એવી માન્યતા છે કે તે દેશદ્રોહનું કામ કરનાર અહીંજ છે. અહીંથી તે ક્યાઈ ગયો ક્યોં નથી. ભલું હશે તો આ મકાનમાંથીજ તેનો પત્તો મળી આવશે.

"તમારી ખોટી ભુલો છે જો એમ ધારતા હો તો." પ્રિન્સે કડકપણે જવાબ આપ્યો.

"આપણે તે જોઈશું," મેં જવાબ આપ્યો. "હું એ સ્વીકાર કરૂં છું કે તે દસ્તાવેજ કોઇ તુર્કસ્તાન ભણી લઈ જાય છે. લઇ જનારને પકડવો એ અશક્ય છે. વળી તેમ કરવાથી લાભ નથી. તમારે પરદેશ ખાતાની શતરંજપર બીજો દાવ રમવો પડશે, કે તેમને સેહ આપવી પડશે. દાવ કેમ ખેલવો એ આપનું કામ છે; પણ એ દાવ ખેલવા પૂર્વે તેનો ભેદ જાણવો જોઇએ અને તે ભેદની ચાવી અહીં છે. ચાવી મળી કે આપણે તેમને પળમાં મ્હાત કરીશું. જો તે મળે તો આપણે દસ્તાવેજ કે તેના મુસદ્દાને ત્યાં જતો અટકાવીશું."

"ત્યારે શું તમે મારા ખાતાંના કોઇ માણસપર શક લાવો છો?"

"અત્યારે તો હું કોઇનાપર શક લાવતો નથી."

"નહિ હું એમ પુછવા માગું છું કે, તમે શું એમ ધારો છો કે પરદેશખાતામાં કોઈ નોકરી કરનારનું આ કામ છે?"

"ના, જી, હું એમ ધારૂં છું કે ઘરના કોઈ તમારા આદમીએ આ કામ કર્યું હોય તો બનવાજોગ છે."

આ સાંભળી પ્રિન્સને અજાયબી લાગી. તેમણે મારૂં કથન માનવા યોગ્ય ન હોય ને હસી કાઢવા જેવું હોય તેમ હાસ્યથી કહ્યું, "નોન્સેન્સ."

"શા માટે આપ તેને નોન્સેન્સ–અર્થ વગરની વાત ધારો છો નામદાર ?"

"કારણ કે મારા ઘરનો માણસ ઑફિસમાં જઈ મારા અંદરના ઓરડામાં દાખલ થઇ તીજોરી ખોલે એ કદિ બનવાજોગ નથી."

"એ ખરી વાત, કે દરવાજા આગળ અને અંદરના ઓરડામાં પહેરો ભરે છે, પણ તે દિવસનાજ. રાતના તો માત્ર ચોગાનમાંજ સંત્રીઓનો પહેરો હોય છે."

"તે ખરૂં, પણ મારા મકાન અને ઑફિસના મકાન વચ્ચે જવાના માર્ગે તાળું હોય છે."

"તેજ બતાવે છે કે ચોર કોઇ એવો ચાલાક લાગે છે કે તાળા અને આડીઓ હોવા છતાં તેને ઉઘાડી અંદરના ઓરડામાં પહોંચી તીજોરી ઉઘાડી દસ્તાવેજ ઉડાવી જાય છે."

પ્રિન્સ આ સાંભળી જરા વિચારમાં પડયો અને કબુલ કર્યું કે એ વિચાર ન આવ્યો એ નવાઈની વાત. અંતે તેણે મને મારી ઇચ્છા પ્રમાણે કામ કરવાને સંમતિ આપી, અને કહ્યું કેઃ—

"તે ગમે તેમ હોય પણ આ ખરેખર નીચતાનું કામ છે. દેશદ્રોહ કરવો એ મોટું પાપ છે. જો મારા સગા ભાઇએ આ કામ કર્યું હોય તો હું તેને મારે હાથે ઠાર કરૂં. એક પળવાર પણ જીવવા ન દઉં."

પોલિસની જે સામાન્ય મદદ લેવી જોઈતી હતી તેને માટે બંદોબસ્ત કરવામાં આવ્યો હતો; પણ આથી વિશેષ કંઇ કરવામાં આવ્યું ન હતું. સુલેહના કોલકરારનો મુસદ્દો ચોરાયો છે, એ બીના ખાનગી રાખવામાં આવી હતી. પરદેશખાતાના માણસોને પણ જાણવા દીધા ન હતા. જો આ બીના લોકના જાણવામાં આવે તો ભારે ચકચાર થાય. પત્રો કાગારોળ કરી મુકે. પરદેશખાતાની નાલેશી થાય. 'પરદેશખાતાના પ્રધાનની ગંભીર ગફલતિ "રૂશિયાના દુશ્મનનો દાવ,' વગેરે હેડીંગોથી પત્રો દેશમાં હાહાકાર મચાવે અને જે મહત્વની અને મુદ્દાની વાત–મુસદ્દાને દુશ્મન રાજ્યમાં જતો અટકાવવો–તે રહી જાય અને ચોર પોબારા કરી જાય.

રૂશિયામાં ત્રણ પ્રકારના પોલીસ છે. એક સામાન્ય પોલીસ બીજા રામોશી જેવા મ્યુનિસિપલ પોલીસ અને ત્રીજી છુપી પોલિસ. ત્રીજા વર્ગમાં સ્ત્રી અને પુરૂષો બન્ને કામ કરે છે. પરંતુ આ ત્રણખાતાં એકમેકની સાથે મળી કામ કરતાં નથી. પરિણામ એ આવે છે કે દરેકને કામ કરવાની સ્વતંત્રતા હોય છે. અને વ્યકિત પોતે પોતાનો બુધ્ધિ અને ઉત્સાહથી ઘણું કાર્ય સાધી શકે છે. જ્યાં ઉપરી અમલદારોની વધારે દખલગીરી હોય ત્યાં કાર્ય ઝટ સાધી શકાતું નથી. ડેનીવીચે કહ્યું કે તે સેંટપીટર્સબર્ગની પોલિસખાતાના વરિષ્ટ અધિકારીને આધીન હતો, છતાં તેની આધીનતા માત્ર નામની હતી. તેને કામકરવામાં એક જાતની સ્વતંત્રતા હતી. તેને આડખીલી કે હરકત જે ઇતરને હોય છે તે ન હતી. તે પોતાની બુધ્ધિ અને તર્કને સંજોગ પ્રમાણે અમલમાં મુકતો અને તેમાં તેને કોઇનો બાધા ન હતી. આથી તે ઘણી વાર વિજયવંત નીવડતો હતો.

ડેનીવીચે મનમાં નક્કી કર્યું હતું કે આ ચોરીનો ભેદ પ્રિન્સના ઘરમાંથીજ મળવો જોઇએ. જો કે તેની આવી માન્યતા હતી તેથી બીજાં સાધનો—બીજી દિશામાં પ્રયત્ન ન કરી જોવો—એમ પણ તેને મન ન હતું. તેણે પોલિસખાતાની કામ પૂરતી મદદ લીધી. ખાનગી રીતે ચોકસાઈ કરવાની હતી. કોઇને ભેદ માલમ ન પડી જાય તેની સાવધગીરી રાખવાની હતી. એથી તે ચોર ચેતે નહિ એમ ચોકશી કરવી પડતી. સિમાપરના સત્તાવાળાઓને તેણે તારથી ખબર આપી કે રૂશિયામાંથી પરદેશ જનારના પાસપોર્ટ, ધાંધલ કર્યા વગર સંભાળપૂર્વક તપાસવા. સેંટપીટર્સબર્ગમાંથી બ્હાર જનારાને માટે પણ તેવોજ બંદોબસ્ત કર્યો ઉપરાંત સવાલ જવાબ કરતાં શંકા જેવું લાગે તો સામાન રોકવાની તાકીદ કરી હતી.

ડેનીવીચ પોતાના મનમાં ચોખ્ખું દીવા જેવું સમજતો હતો કે આમ કરવાથી ગુન્હેગાર હાથમાં આવવાનો સંભવ નહિ જેવો છે. એથી ઉલટા લોકોની અગડવતામાં વધારો થશે; કારણ કે પોલિસ પોતાની સત્તા થોડી નરમાશથી વાપરે છે. આટલું છતાં તેણે તે ઉપાયો અજમાવી જોવાનું દુરસ્ત ધાર્યું પણ પોતે પોતાની દિશામાં યત્નો શિથિલ કર્યાં નહિ. તેણે જે પુરાવો એકઠો કર્યો હતો તે પરથી તેની ખાત્રી થતી હતી કે ગુન્હાનો પત્તો પ્રિન્સના ઘરમાંથી મળશે. આથી કરીને પ્રિન્સને ત્યાં કામ કરનારના તેણે ત્રણ વર્ગ પાડયાઃ

પહેલો તો હલકો નોકર વર્ગ.

બીજો—તેથી ઉંચા દરજ્જાનું કામ કરનાર.

ત્રીજો—પ્રિન્સના ખાનગી નોકરો, કલાર્ક સેક્રેટરીઓ વગેરે.

પહેલા વર્ગમાંના કોઈ આદમીથી આવી ચોરી થાય નહિ. તેઓ

પ્રિન્સના ઓરડામાં જઇ તીજોરી ઉઘાડવાની હિંમત કરે નહિ. એ તેમના ગજા બ્હારની વાત હતી. આથી પહેલો વર્ગ તેની ગણત્રીની બ્હાર હતો.

બીજા વર્ગનો વિચાર કરી જોયો. તેમને તેવું કર્મ કરવાની સંભાવના કેટલી હતી તે તપાસી. એમાં પણ તપાસ કરવા જેવું કે બહુ ધ્યાન આપવા જેવું લાગ્યું નહિ એટલે બીજા વર્ગના માણસોને પણ તેણે પડતાં મુક્યાં.

હવે રહ્યો ત્રીજો વર્ગ. આ ત્રીજા વર્ગમાંના માણસો બુદ્ધિમાન ખરા એની ના નહિ પડાય, અને પ્રસંગ મળતાં તેઓ એવું કામ કરે પણ ખરાં, છતાં એમાનાં બધાંને એ પ્રસંગ મળવો રહેલો ન હતો. આથી ત્રીજા વર્ગમાં પણ તેણે પોતાના તર્ક પ્રમાણે પેટા ભાગ પાડયા. અને એમાં પણ જે માણસોને ત્યાં જવા આવવાનો પ્રસંગ કે તક મળે તેવા પર તેણે પોતાનું ધ્યાન દોડાવવાનું નક્કી કર્યું.

એ વાત ધ્યાનમાં રાખવાની છે કે કોલકરારનો મુસદ્દો બંધ કરેલી ડિસ્પેચ બોકસમાં હતો. તે ડિસ્પેચ બોકસ બંધ કરેલી તીજોરીમાં હતી. તે તીજોરી પ્રિન્સના કામ કરવાના ખાનગી ઓરડામાં હતી. આ ઓરડામાં ખાસ-ઉલ-ખાસ માણસ સિવાય કોઇને અંદર જવા અધિકાર નહ તો. આ સિવાય આપણે એ પણ ધારી લ્યો કે આની ચાવીઓ પ્રિન્સના સુવાના ઓરડામાંની તીજોરીમાં રાખવામાં આવતી હતી. પ્રિન્સના ઓરડાની તીજોરીની ચાવી બ્લાડીમીર નિકોલીએફ કે જેનું ચાવીઓ સંભાળવાનું કામ હતું તેને સોંપવામાં આવતી હતી.

બીજી વાત એ પણ લક્ષમાં રાખવા જેવી હતી કે જેણે ચોરી

કરી હોય, તેને એ વાતની ખબર હોવી જોઇએ કે મુસદ્દો અમુક ડિસ્પેચબોકસમાં બંધ કરી તીજોરીમાં મુકયો છે. આ મુસદ્દો ત્યાં રાખ્યો છે એ વાત જાણી શકે એવું કોણ હશે? આવી મહત્વની બાબત પ્રિન્સ કોઇ પોતાના નોકર ચાકરને કરે એ તો બનેજ કયેમ? કોઈ મોટી જગાપરના આદમી સિવાય બીજાને વાતની ખબર પણ કયેમ પડે? જરૂર આમાં એકથી વધારે આદમીનો હાથ જોવો જોઇએ. આ બાબતમાં ડેનીવીચનું નીચે પ્રમાણે અનુમાન હતું:—

એમ ધારો કે એ નામના માણસને એમ ખબર પડી કે છુપા કોલકરારનો મુસદ્દો બલ્ગેરિયાથી રૂશિયા રવાના કરવામાં આવ્યો છે અને અમુક દિવસે અમુક વાગ્યે તે મુસદ્દો પ્રિન્સને પહોંચશે. તેણે આ ખબર બીને કહી, અથવા કરી. પૈસા મેળવવાના હેતુથી કહી કે રાજકીય કારણોને લઈ કહી–પણ કહી ખરી. એમ માની કે જેની વિરૂદ્ધ કોલકરાર કરવામાં આવ્યા હતા તે રાજ્યને જણાવવાના હેતુથી બીએ કોઇ સી નામના ત્રીજા માણસને કરી. હવે ધારો કે બીને મુસદ્દાની નકલ જોઇએ તો સીની મદદ સિવાય ચાવીઓ મેળવી ઉઘાડયા સિવાય તે મળે નહિ. આથી તે એક માણસનું કામ નહિ પણ એક કાવત્રું હતું જેમાં એકથી વધારે માણસોનો હાથ હતો. જો નાનું સરખું કાવત્રુંજ રચાયું હોય તો બ્લાડીમીર નિકોલિએફને મણત્રીની બ્હાર રાખવો પાલવે નહિ, અને તે સાથે બેપિયો જે મુસદ્દો લઇને આવ્યો હતો તેને પણ બાતલ કરાય નહિ. આ બન્ને માણસોની હીલચાલપર નજર રાખવી જરૂરની હતી. બેપિયો જેને આવું મહત્વનું કામ સોંપવામાં આવતું હતું તે સાધારણ માણસ ન હતો. તેનું નામ બોરફ હતું. તે ઉચ્ચ કુળનો માણસ

હતો અને સમાજમાં તેની સારી પ્રતિષ્ઠા હતી નિકોલિઓફ હલકા કુળનો માણસ હતો. તેનો બાપ પોર્ટરનું કામ કરતો હતો. તેને કેળવણી પણ ઉચ્ચ મળી ન હતી. જો કે તે અત્યારે જોખમની અને વિશ્વાસની નોકરી પર હતો છતાં તેને લાલચથી કે લાંચ રૂશ્વતથી બગડવાનો સંભવ હતો. આ બે સિવાય કોઇ ત્રીજો મધ્યસ્થ માણસ હોવો જોઇએ. તે કોણ હતો. ગમે તે હો, પણ તે પ્રિન્સના માણસો પૈકી અને ઉંચા અધિકારપરનો હોવો જોઇએ એમ અનુમાન થઈ શકતું હતું.

ગમે તેમ હો પણ ડેનીવીચને પોતાને એમ લાગતું હતું કે સિમાડાપર જનારના પાસપોર્ટ તપાસવા કરતાં તેણે દોરેલાં અનુમાન પ્રમાણે કામ કરવાથી પત્તો લાગવાનો વધારે સંભવ હતો. ડેનીવીચે પોતાની રીત પ્રમાણે તપાસ કરવાનું શરૂ કર્યું. પહેલું કાર્ય તો તેણે બેરફ સંબંધી હકીકત મેળવવાનું નક્કી કર્યું.

બેરફની વય ૪૦ ની હતી. તે પંદર વર્ષ થયાં સહકારી કામકાજ કરતો હતો. દરેક જણનો તેનાપર વિશ્વાસ હતો અને તેના પ્રત્યે સઘળા માનની નજરથી જોતા હતા. તે ચાર વર્ષ થયાં બેપિયાનું કામ કરતો હતો. અને ઘણીવાર તેને રૂશિયાથી તુર્કી જવું પડયું હતું. આની પહેલાં તેણે રમનાંમાં રૂશિયન એલચી ખાતામાં ભારે વિશ્વાસ અને જોખમની નોકરી સંતોષ રીતે કરી હતી.

બેરફ કુટુમ્બ કબિલાવાળો માણસ હતો. તેના કુટુમ્બીજનોમાં વે, તેની બૈરી અને ચાર સંતાન હતાં, પણ તે પોતાનાં કુટુમ્બથી અલગ રહેતો હતો. તેને અને તેની સ્ત્રી વચ્ચે અણબનાવ હતો.

અણુબનાવનું કારણ એ હતું કે બોરફને કોઈ બીજી સ્ત્રી પ્રત્યે ઝાઝો અનુરાગ હતો. આ તો તેના ખાનગી જીવનની બાબતો હતી. તેને તેની સરકારી નોકરી સાથે લેવા દેવા ન હતી. વાંક બન્નેનો હતો. પણ બોરફની આર્થિક સ્થિતિ જેટલી જોઈએ તેટલી સારી ન હતી. તેનો પગાર તેના બ્હોળા ખર્ચને પહોંચી વળે તેટલો ન હતો છતાં તેને બ્હારનો ડોળ રાખવો પડતો હતો. અને તે ઉડાઉ પણ હતો.

બોરફ સંબંધી તેને આટલી વિગત મળી. પણ આથી કંઈ થોડું એમ કહી શકાય કે બોરફનો કંઈ હાથ હતો? વધારેમાં વધારે એટલું અનુમાન કરી શકાય કે તે ગરીબ હતો અને ગરિબાઈ ઘણા માણસોને પ્રલોભન બતાવી અનીતિ કે ગુન્હો કરવા પ્રેરે છે. ગરિબ માણસનો સદ્ગુણ પૈસો જોઈ ડગે છે. સોનું જોઈ મુનીવર ચળે તો કંગાળ માણસ ચળે તો નવાઈ નહિ.

આટલું અનુમાન કરી તેણે બોરફને પોતાના ખિસ્સામાંની નોટબુકમાં દાખી મૂક્યો. ભવિષ્યમાં જરૂર પડે તો તેનો ઉપયોગ કરવાનો ઇરાદો રાખ્યો.

તેણે હવે બ્લાડીમીર નિકોલિએફની તરફ તેનું ધ્યાન દોર્યું. તે વૃધ્ધ માણસ હતો. એટલે કે તે સાઠના સિમાડામાં આવી ચુક્યો હતો. તેણે લશ્કરમાં નોકરી કરી હતી. તે લડાઈના રણમેદાનમાં ગયો હતો અને ત્યાં ઘાયલ થઈ બિમાર પડયો હતો. બાદમાં તેણે સરકારી નોકરી લીધી હતી. તેણે પરદેશ ખાતાના પ્રધાનની ઑફિસમાં ઘણાં વર્ષો ગાળ્યાં હતાં. તેનું કામ ભારે ન હતું પણ વિશ્વાસનું હતું. પ્રવેશદ્વારમાં દાખલ થતાં જે હૉલ હતો તેમાં વપરાશમાં નહિ તે સર્વ ચાવીઓ રહેતી. આ સિવાય કોઈને કંઈ

સંદેશો કહેવો હોય તો તે કામ પણ નિકોલિઅેફ કરતો. તે સંદેશા લેતો અને કોઇ કામસર આવે તો કીયા ખાતામાં જવું, કયાં થઇને જવું તે સર્વ તે બતાવવાનું કરતો હતો.

આમ આ તબક્કે તેનું કામ આવી પહોંચ્યું હતું ત્યારે ડેનીવીચ એકવાર ફરીથી પ્રિન્સને મળ્યો. પ્રિન્સે ગરૂડના જેવી તીણી નજર નાંખી પુછ્યું:—

"શી ખબર છે. કંઇ પત્તો મળ્યો?"

"ના જી, કંઇ નથી મળ્યો."

"ત્યારે શું ચોરીનો પત્તો નહિ મળે? તમે નિષ્ફળ નીવડયા?"

"અત્યારે હું કાંઇ જવાબ આપી શકતો નથી, નામદાર!"

"પણ કંઇ ચોરી પકડાય તેવું જણાય છે ખરૂં? કંઇ ચોરીનાં ચિન્હ કે સુગ મળી આવે છે ખરી?"

"નહિ. જરા નહિ."

પ્રિન્સના ચ્હેરાપર નિરાશાનાં ચિન્હ જણાયાં. તેણે ત્રાસી કહ્યું:

"ત્યારે આનો કંઈ પત્તો લાગશે નહિ, એમજ ને?"

"આપે આ ચોરીની ખબર આપ્યાને ભાગ્યેજ થોડા કલાક થયા છે. અને એટલામાં હું બધું કરી શકું એવો હું જાદુગર નથી."

"વારૂ, એ રહ્યું." પ્રિન્સે અધિરાઇથી પૂછયું, "તમને પોતાને શું લાગે છે? ચોરીનો પત્તો મળશે કે નહિ?" ચોર સપડાશે ખરો?"

"નામદાર, હું કંઈ જોષી નથી કે પયગમ્બર નથી જેથી ભવિષ્યની આગાહી કરી શકું."

"હું દિલગીર છું કે, આ બાબતમાં હું અધિર બની જઉં છું. રાજ્યનું મહત્વનું કામ દેશદ્રોહીઓને લીધે જોખમમાં આવી પડશે. વાત ટૂંકમાં કહેવાની એટલી છે કે, આ કામ એવું ભારે મહત્વનું છે કે પૈસો, બુધ્ધિ અને જહેમત ખર્ચી આનો પત્તો મેળવવો જોઇએ."

"નામદાર ખોટું ના લગાડતા પણ આવી બાબતમાં તો ધીરજનાં ફળ મીઠાં હોય છે."

"વારૂ, મને તમને કંઇ કહેવું પડે તેમ નથી. આપ જે કામને માટે આવ્યા હોય તે જણાવો."

"નામદાર, હું આપને એ પુછવા આવ્યો છું કે, ચાવી કોણ આપે છે?"

"કોઈ તેને આપવા જતું નથી. મારી પાસે આવી, તેણે ચાવીઓ લઈ જવી એ તેની ફરજ છે. પણ એમ કરવું અગવડ ભર્યું થઈ પડે છે. ઘણીવાર મારો નોકર—આ જુવાન આન્ડ્રે કરીને છે તે તે તેને આપી આવે છે."

"ગઈ કાલે રાત્રે આન્ડ્રેએ ચાવીઓ બરાબર આપી હતી. એની આપની ખાત્રી છે."

"ગઇ કાલે તો મેં જાતેજ ચાવીનો ઝુડો નિકોલિએફને આપ્યો હતો."

"આપને એની બરાબર ખાત્રી છે?"

"હા. મેં જાતે આપી હતી પછી પુછવાનું શું હતું?"

"એક બીજો પ્રશ્ન. આપ નામદાર કાલ્ય રાત્રે બ્હાર ગયા હતા?"

" હા. હું નાટક જોવા ગયો હતો."

" આપ નાટક જોઇ ક્યારે પાછા ફર્યાં ?"

" બેએકના સુમારે પાછો ફર્યો હોઇશ."

" આપ પાછા ફર્યા ત્યારે આપના ઓરડામાંની તીજોરી બરાબર બંધ હતી તેની આપને ખાત્રી છે ?"

" મને તે બાબત કંઇ શંકા નથી."

" પણ તમે તીજોરીનું બારણું ઉઘાડીને જોયેલું નહિ હશે—કે તે બંધ છે યા ખુલ્લું."

" ના—મેં તેમ કર્યું નથી."

" સ્હવારના ચાવીઓ યથાસ્થાને બરાબર હતી ? "

આ પ્રશ્નનો જવાબ પ્રિન્સે તરત આપ્યો નહિ. કંઇક વિચાર કરવા લાગ્યો. જાણે કોઇ બીનાને યાદ કરતો ન હોય.

"હા, તે હતી. મેંજ તે મારી તીજોરીમાંથી લઇને મારાં સેક્રેટરીને આપી. હું અને તે મારા બ્યુરોમાં ગયા. હું એક વાત તમને કહેતાં ભૂલી ગયો અને તે એ કે જ્યારે મેં તીજોરી ઉઘાડી ત્યારે અંદરની ડિસ્પેચ બૉાકસનું ઢાંકણું ખુલ્લું હતું. આથી મને વ્હેમ પડયો. અને મેં તરત મુસદ્દાને માટે જોયું તો ગુમ થયેલો જણાયો."

"પણ આપે ગઇ રાતે તેને બંધ કરીને મુકી હતીને ?"

" બરાબર બંધ કરીનેજ તીજોરીમાં રાખી હતી."

" ત્યારે તો એમજ કે જેણે ચોરી કરી હોય તેણે કાગળ તો કાઢી લીધો પણ ઉતાવળમાં ઢાંકણું બંધ કરવાનું ભૂલી ગયો."

" આપનો તર્ક બરાબર છે."

પ્રિન્સની સાથે આ મુલાકાત પછી [illegible]ની ખાત્રી થઇ કે

માનો ન માનો પ્રિન્સની સાથે નિકટ સંબંધ ધરાવનાર કે તેના ઘર અને ઓફિસના ઓરડાથી વાકિફગાર ત્યાં રહેનાર કોઇએ ચોરી કરી છે. આ બાબતની તે ચોકશી કરવા લાગ્યો. બરાબર પત્તો મેળવવાને અને પ્રિન્સના ઘરના માણસો પર દેખરેખ રહે તેને માટે તેણે એક યુક્તિ રચી અને પ્રિન્સને તે જણાવી. પ્રિન્સે તેની એ વાત મંજુર કરી. ડેનીવિચે જર્મન પ્રિન્સનો વેષ ધારણ કરી પ્રિન્સને ત્યાં બે ચાર દહાડા ગુજારવા. જેટલો વખત ડેનીવિચ પ્રિન્સને ત્યાં રહે તેટલો વખત આન્ડ્રે જે પ્રિન્સનો પ્રાઇવેટ સેક્રેટરી હતો, તેણે વેષધારી જર્મન પ્રિન્સની તહેનાતમાં સરભરા માટે રહેવું.

એક દિવસે એક જર્મન પ્રિન્સ (ડેનીવીચ) પ્રિન્સ ઇગ્નાતોફને ત્યાં આવ્યો. તેને સામે લેવા પ્રિન્સની ગાડી સ્ટેશનપર ગઇ હતી. તેની સાથે સરસામાન ઘણો હતો. પ્રિન્સે આ જર્મન પરોણાને પોતાનો એક સુંદર ઓરડો કાઢી આપી આગતાસ્વાગતાનો બંદોબસ્ત કર્યો. આવનાર જર્મન પ્રિન્સ રાજ્યના ખાનગી કામ માટે આવ્યો હતો અને તેને જર્મન ભાષા સિવાય બીજી ભાષા આવડતી ન હતી. ડેની-વિચે જર્મનનો વેષ એવો આબાદ ધારણ કર્યો હતો કે ડેનીવિચની ખુદ મા પણ તેને ઓળખી શકે નહિ. ડેનીવિચે જોયું કે આન્ડ્રે ચંચળ યુવાન અને બુધ્ધિશાળી માણસ છે. જોઇએ તે કરતાં વધારે ખુલ્લા સ્વભાવનો અને ખુલ્લા દિલનો માણસ છે. પણ તેનું કામ અને વર્તન જોતાં તેનાપર શક લઇ જવાનું કારણ નથી.

તે પરીશાકલ કેતેરીના પ્રિન્સના ઘરના કામકાજમાં દેખરેખ રાખતી હતી. ભોજન સમયે યૂરોપિયન રિવાજ પ્રમાણે ગૃહિણી ટેબલ પર અમુક સ્થાન લે તેમ તે લેતી ન હતી. ડેનીવિચને કેતેરીના કોણ

અને તેનો સંબંધ શો? તે બાબતના ગુંચવાડામાં પહેલવહેલાં તો ડેનીવીચને પણ કેતેરીનાને માટે વ્હેમ પડયો. ઘરમાં તેની સ્થિતિ અને સ્થાન શું છે? પ્રિન્સની અવલગની સગી છે કે નામનીજ સગી છે. વિગેરે બાબતોએ તેનું મન ઘોટાળામાં નાખ્યું. કેતેરીના એ પ્રિન્સના એક મિત્રની એકની એક દિકરી હતી. એ માણુસ યુધ્ધમાં ક્ષત્રિયની માફક લડતાં મર્યો. પ્રીન્સે એને વચન આપ્યું હતું તે પ્રમાણે તે છોકરીને પોતાની કન્યા જેવી ગણી ઉછેરતો હતો. કેતેરીનાને માટે કોઈને પુછો તો આજ વાત સઘળા કહેતા હતા; પરંતુ ડેનીવીચને પોતાને એ વાતમાં વિશ્વાસ ન હતો. એટલું તો ચોક્કસ કે કેતેરીના પ્રિન્સ પાસે પોતાનું ધાર્યું કરી જતી હતી; પણ પ્રિન્સ કેટલીકવાર દાદ દેતો નહિ. બન્ને જણુ દક્ષ હતાં પણ જો કંઈ લાગણી જેવું હોય તો પ્રિન્સનેજ હતું. કેતેરીના લાગણીશૂન્ય હતી. ટૂંકમાં કહીએ તો પ્રિન્સને કેતેરીના પ્રત્યે લાગણી હતી પણ કેતેરીના તો હૃદયહીન લાગતી હતી. આનું કારણુ એમ હતું કે કેતેરીનાને એકાંત વાસ જેવી અને રસહીન જીંદગી ગુજારવી પડતી હતી.

ડેનીવીચ પ્રિન્સના વેષે બે દિવસ રહેવા આવ્યો હતો; પરંતુ બે દિવસને બદલે આખું અઠવાડિયું ત્યાં રહ્યો.

જ્યારે ડેનીવીચ અઠવાડિયા પછી જવા લાગ્યો ત્યારે પ્રિન્સે પૂછયું, “ અહીં આવ્યા પછી ડહાપણુમાં વધારો થયો ખરો ?”

“ કંઇક થયો ખરો.” ડેનીવીચે જવાબ વાળ્યો.

“ ત્યારે કહો, તમને ઘરમાંના કોઈ માણુસ પર હવે શંકા આવે છે ખરી ? ”

“ હા, આવે છે ખરી.”

" કોના ઉપર !" આજ્ઞાના સ્વરે પ્રિન્સે પુછ્યું.

" માફ કરો નામદાર, હું હમણાં આપને કંઇજ કહી શકતો નથી, પરંતુ, થોડા વખતમાં મહત્વની હકિકત આપની આગળ રજુ કરીશ."

એક અઠવાડીયું પસાર નહિ થયું હોય એટલામાં ડેનીવીચ પ્રિન્સને ફરીથી મળવા આવ્યો. ડેનીવીચે કહ્યું,

" આપ નામદાર પાસે મારે એક માગણી કરવાની છે, તે માટે આપને મેં શ્રમ આપ્યો છે."

" બોલો, શી માગણી છે ?" એટલું કહેતાં પ્રિન્સે ડેનીવીચના પર તીવ્ર દૃષ્ટિપાત કર્યો અને તે સમજી ગયો કે ડેનીવીચ કંઇક માહિતી મેળવી શકયો છે ખરો.

" આપને એક દીકરી છે ? "

" હા," એટલું કહેતાં પ્રિન્સનાં ભવાં ઉચાં ચઢયાં. રમનાંમાં છે. રૂશિયન રાજયના પ્રતિનીધિ છે અને જેનું નામ કાસીન છે. તેની સાથે તેનાં લગ્ન થયાં છે ?"

પ્રિન્સના ચ્હેરાપર ક્રોધ તીરસ્કાર અને ખેદની છાયા ખેલવા લાગી. તેણે કહ્યું.

" એ તો જગજાહેર વાત છે. એમાં નવું શું છે ? આખી આલમ જાણે છે કે મેં મારી દિકરીને ત્યજી દીધી છે. ઘણાં વર્ષો થયાં મેં તેનું મ્હોં સુધ્ધાં જોયું નથી. મારે મન તે મુએલી છે." આટલું કહેતાં પ્રિન્સના ચ્હેરા પર જે વિકારની છાંટ છવાઈ તે માનસ શાસ્ત્રના અભ્યાસીઓને મહત્વનો ઇશારો આપે તેવી હતી.

હું આપ નામદારની કૌટુમ્બિક બાબતમાં માથું મારવા

ઇચ્છતો નથી. તેનું સ્મરણ કરાવી આપના રૂઝાયલા ઘાને ફરીથી ઉખેડવા ચ્હાતો નથી. મારી અરજ એટલી છે કે આપ નામદાર આપના જમાઇને અહીં પાછો બોલાવી લેવા હુકમ ફરમાવો."

પ્રિન્સ પોતાની ખુરશી પરથી સડેડાટ ઉભો થયો. તેણે પોતાની લાગણીને કાબુમાં રાખવા પ્રયત્ન કર્યો પણ લાગણી પર તેનો કાબુ રહ્યો નહિ.

"શું ડેનીવીચ તમે એમ કહેવા માંગો છો કે મારા જમાઇને આ ચોરી સાથે સંબંધ છે કે તેનો તેમાં હાથ છે ?"

"હું અત્યારે તો તેવું કંઇ કહેતો નથી."

"હા, પણ તમારી માગણીમાંજ એ પ્રકારનું તહોમત સમાઇ જાય છે. એના ભયાનક પરિણામનો આપને ખ્યાલ છે ને? જો કાસીને દસ્તાવેજ ઉડાવવાને પ્રયત્ન કર્યો હોય કે તેણેજ ચોરી કરાવી હોય તો તેને માટે ફાંસીની સજા સિવાય બીજો કોઇ માર્ગ નથી. હું કાસીનને ધિક્કારૂં છું, છતાં તે મારો જમાઇ છે."

"હું તે સર્વ જાણું છું, નામદાર."

પ્રિન્સ પોતાની ઓરડીમાં આંટા મારવા લાગ્યો. તેનું મન અનેક જાતના તર્ક વિતર્કનું ક્રીડાક્ષેત્ર બની ગયું. ડેનીવીચ ચુપચાપ ઉભો રહ્યો. તેને કંઇ વધારે બોલવાનું હતું નહિ. થોડીવાર પછી પ્રિન્સ પાછો પોતાની ખુરશી પાસે આવ્યો અને ડેનીવીચના સ્હામું જોઇ કહેવા લાગ્યો.

"ડેનીવીચ, હું જાણું છું કે આમાં તમારી આબરૂનો સવાલ છે પરંતુ તે સાથે મારી પ્રતિષ્ઠાનો પણ સવાલ છે. તમે તમારા ધંધાદારી તરીકેની કીર્તિને ચ્હાય તેમ કરો તેની મને પરવા નથી, પણ મારા

કુટુમ્બની પ્રતિષ્ઠાને જરા પણ આળ પહોંચી તો—"

પ્રિન્સ એટલેથીજ અટક્યો. ડેનીવીચ ઉભો થયો અદબથી પ્રીન્સને નમન કરી કહ્યું:

"તો હું આ કામ આટલેથીજ છોડી દઉં છું. જે કંઇ મારા જાણવા કરવામાં આવ્યું છે તેને હું દાટી દઇશ. મારા સિવાય કોઇને તેની ખબર નહિ પડે."

"સબુર," પ્રિન્સે કહ્યું, "હું તમારી માફી વ્હાઉં છું. મ્હેં મ્હારી લાગણીને મારાપર અધિકાર ભોગવવા દીધો તે મારી ભૂલ્ય હતી. એમ કરવું એ ઇષ્ટ નથી. તમે સત્યની રાહે છો અને હું ભ્રમમાં હતો. આ બાબતનો નિકાલ આવવો જોઇએ. તેનું ગમે તેવું પરિણામ આવે તો શું થયું. મારી દીકરી હોય કે દીકરો, પણ તે બન્નેના કરતાં મારી માતૃભૂમિનું શ્રેય પ્રથમ કર્તવ્ય છે. મારે મારા કર્તવ્ય પથેથી ડગવું એ ઇષ્ટ નથી. થોડી પળ પૂર્વે હું એક પિતા હતો પણ અત્યારે તો પુનઃ રશિયાના પરદેશખાતાનો પ્રધાન પ્રિન્સ ઇગ્નાતોફ છું." પ્રિન્સે પોતાની ખુરશી પર બેઠક લીધી અને હવે તેનો ચ્હેરો શાંત હતો. તે કૂટિલ રાજનીતિજ્ઞ, લાગણીહીના દયાહીન મનુષ્યના નમૂના જેવો જણાવા લાગ્યો.

"વારૂ ત્યારે તમે શું ઇચ્છો છો તે મને જણાવો. મને સઘળી હકિકતથી વાકેફ કરો."

"અત્યારે તો માત્ર આપને એટલીજ તસ્દી આપવાની છે કે આપ આપના જમાઇને બોલાવી લેવા તાર કરો. એમ કરવામાં મારો મુદ્દો છે. આપ મારી માગણીનો સ્વોકાર કરશો તો તેથી આપની પ્રતિષ્ઠાનો બચાવ છે."

" તમે કાસિનને અહીં બોલાવી લેવા મ્હાગો છો ને ? "

" હા, નામદાર."

" વારૂ તો તેમ થશે, પછી ! "

" તેને હમણાં ને હમણાંજ બોલાવી લેવાનો તાર કરવો જોઇએ."

" એટલુ બધું જરૂરનું છે."

" હા. ઘણુંજ અગત્યનું કામ એ છે."

" વારૂ તો તાર કરવાની હું આજ્ઞા આપીશ."

" આપ નામદાર એમ તાર કરો કે બાર કલાકમાં તે તુર્કસ્તાન છોડી રૂશિયામાં પાછો ફરે. રૂશિયન સરહદ પર પગ મૂકતાંની વાર તારથી આપને ખબર આપે."

" પછી ? "

" પછી આશ્ચર્યમાં છકક કરે અને આપની કલ્પનામાં ન આવે એવી બાબત હું આપની આગળ મુકીશ."

" વારૂ, ત્રણ દિવસ પછી તમે મને અહીં મળજો. તે વખતે તમારી તે બીના સાંભળવા હું અહીં તૈયાર હોઇશ. અહીં હું એકલો તમારી રાહ જોઈશ–" ડેનીવીચ ત્યાંથી રજા લઇ ચાલી નીકળ્યો. તે રાત્રે બ્લાડીમીટ નિકોલયેફ સેંટપીટર્સબર્ગના રાજમાર્ગ પરથી જતો હતો. એક 'કાફે'માં ભોજન લઇ તે પોતાની ચાવીઓ સાચવવાની નોકરી પર જવા નીકળ્યો હતો. એક દાઢીવાળો માણસ તેને સ્હામો મળ્યો, અને તેણે તેને પુછ્યું.

" નિકોલયેફ ! તેં સ્વામીદ્રોહ કર્યો; તારા પર મુકવામાં આવેલા વિશ્વાસનો ભંગ કર્યો તે બદલ તને શું ઈનામ મળ્યું ? "

"તું શું કહેવા માગે છે?" નિકાલયેફે ગુસ્સામાં સ્હામો પ્રશ્ન કર્યો.

"મારા સવાલનો જવાબ આપવાને બદલે મને તું સ્હામો સવાલ પુછે છે? હું એમ પુછું છું કે તને તારા વિશ્વાસભંગને માટે કેટલી રકમ મળી?"

નિકાલયેફ ગભરાયો. તેની બુદ્ધિ પોબારા ગણી ગઇ. તેણે પુછ્યું:

"તું કોણ છે?"

"હું તારો જમદૂત છું—સેતાન છું."

"તો તું યમરાજના દરબારમાં જા કે સેતાન હોય તો જહન્નમમાં જા. અહીં મૃત્યુલોકમાં તારે શું કામ છે?"

"તારી સાથે મારૂં કામ પુરૂં થયા પહેલાં હું કયાં જાઉં? હું તને ફરીથી પુછું છું કે તે દેખાવડી કેતેરીનાને પ્રિન્સની તીજોરીની ચાવી આપી તે બદલ તને શું મળ્યું? કંઇ ભારે રકમ મળી કે માત્ર રૂપના મોહથી એ કામ કર્યું?"

નિકાલયેફ કંઇ બબડયો. અને મુર્છા ખાઈ જમીન પર પડી ગયો. તેની બુદ્ધિ તેને છોડી ચાલી ગઈ હતી. તેને તો એમજ લાગ્યું કે આ દાઢીવાળો માણસ કોઇ યમદૂત કે સેતાનજ છે. નહિ તો એ વાત જાણે શી રીતે? ભયથી હેબક ખાઇ જમીન પર પડી ગયો. એક પોલીસનો સિપાઇ ત્યાં આવી પહોંચ્યો. તે દાઢીવાળા માણસે તેના કાનમાં કંઇ કહ્યું. પોલીસે સીસોટી વગાડી. નિકાલયેફને જ્યારે ભાન આવ્યું ત્યારે પોતે કેદીની અવસ્થામાં છે એમ તેને જણાયું. પ્રિન્સને ખબર આપવામાં આવી હતી કે તેનો એક કલાર્ક રસ્તામાં બિમાર થઇ મુર્છા ખાઇ પડેલો મળી આવ્યો હતો અને તેને

જાપ્તામાં રાખ્યો છે.

એ દિવસ પછી ડેનોવીચ પ્રિન્સની મુલાકાતે ગયો. તેણે પૂછ્યું.

" નામદાર ! કંઇ સમાચાર મળ્યા છે ? "

" ફ્રાડમાં તાર મોકલવામાં આવ્યો હતો. અને કાસિનને પાછો ફરવા આજ્ઞા કરવામાં આવી હતી."

" તે રૂશિયામાં આવ્યો છે ?"

"મને તેની કંઈ ખબર નથી."

"હું તે ધારતોજ હતો કે તેમ બનશે."

"તમે વચન આપેલી હકિકત જાણવા હું ઇંતેજાર છું."

" આ રહી તે;" ડેનીવીચે જવાબ આપ્યો અને એટલું કહેતાં તેણે પોતાની પોકેટ બુકમાંથી એક પરબિડિયું કાઢી પ્રિન્સના હાથમાં મુકયું. પ્રિન્સે અક્ષર પર નજર કરી અને તેમ કરતાંની વાર તે ચોંકયો.

આપ નામદાર તે વાંચો ત્યાં સુધી હું બ્હારના ખંડમાં બેસું.

"હા, તેમ કરો. પંદર મીનીટ પછી તમે અંદરના ખંડમાં આવજો."

ડેનીવીચ બ્હારના ખંડમાં ગયો. પ્રિન્સે સંત્રીને બોલાવી કહ્યું:

"એ માણસ પા કલાક પછી અંદરનાં ખંડમાં આવશે તે દરમિયાન કોઇને પણ અંદર આવવા દેવો નહિ. દાખલ થનારને અટકાવવો, ન માને તો ગોળીબ્હાર કરવો."

ડેનીવીચ ફરીથી જ્યારે પ્રિન્સના ઓરડામાં દાખલ થયો ત્યારે તે પોતાના ટેબલ પાસે ખુરસીપર બેઠો હતો. તેનો ચ્હેરો ફિક્કો ધોળો પૂણી જેવો થઇ ગયો હતો.

" તમારી નામના છે તે વ્યાજબી છે. ખરેજ, તમે મને ચોંકાવનારી અને આશ્ચર્ય પમાડે તેવી હકિકત જણાવી છે. તમને જેટલી શાબાસી આપું તેટલી થોડી છે. તમારી બુધ્ધિ કંઇ વિલક્ષણ છે. પણ, હું એમ પુછું છું કે, આ કાગળ તમે મેળવ્યો શી રીતે ?"

" મેં ટપાલ ફોડી તે મેળવ્યો. લખનાર તો એમજ માને છે કે તે તુર્કસ્તાન જઈ પુગશે."

"નિકાલિયેફ તો કેદમાં છે ને ?"

" જી. હા."

"તો બોરફને પકડવાને તાકિદ કરવાનું કહેવાની જરૂર નથી."

"તેને માટે પણ યોગ્ય પગલાં લેવામાં આવ્યાં છે."

" આપ નામદારને બીજી કંઇ સૂચના કરવાની છે ?"

ડેનીવીચનાં કહેવાનો મર્મ પ્રિન્સ સમજ્યો. પણ થડે પેટ તેણે ઉત્તર આપ્યો.

" બીજી કંઇ સૂચના આપવાની નથી."

" અને એ કાગળ ?" ડેનીવીચે પુછ્યું.

" હું તેને મારી પાસે રાખીશ."

ડેનીવીચ નમન કરી ત્યાંથી ચાલી ગયો.

બીજે દિવસે સ્હવારે પરદેશખાતાના પ્રધાનના મકાનમાંથી ચાર ઘોડાની એક ગાડી જતી ઘણાએએ જોઈ. એ ગાડીમાં પ્રિન્સ ઇગ્નાનોફ અને કેતેરીના હતાં. ઘોડાની જોડીઓ ઘણી સુંદર હતી. કેતેરીનાએ ભપકાદાર પોશાક ધારણ કર્યો હતો, અને તેથી તેના શરીરના દેખાવડાપણામાં વધારો થયો હતો. જ્યાં તેના

ચ્હેરાપર ચિંતાની ઝાંખ મારતી હતી. હંમેશનું ખુશમીજાજીપણું તેનામાં જણાતું ન હતું. કારણ કે જ્યારે તેણે તેની દાસી જે તેની સાથે આવનાર હતી, તેને અમુક સૂચનાઓ આપી, તે હંમેશની રીતે આનંદથી-મોજથી આપી હતી. તેના બોલવામાં અને વાતચીતમાં કંઈ ગભરાટ જેવું જણાતું હતું.

મોસ્કોથી દૂર-થોડે દૂર પ્રિન્સની મોટી જાગીર હતી. એ જાગીરમાં એક બંગલો હતો. પ્રિન્સ ઘણીવાર શિકાર કરવા ત્યાં જતો અને એ શિકારમાટે ઘણાને આમંત્રણ કરતો હતો. આજે ગાડી એ સ્થળે જતી હતી. પ્રિન્સે બંગલામાં સાફસુફ કરી તૈયારીની વર્દી અગાઉથી આપી દીધી હતી.

ત્યાં પહોંચ્યાને બે દિવસ થયા બાદ ત્રીજે દિવસે એક અકસ્માત બન્યો. પ્રિન્સ અને કેતેરીના બન્ને એક ઓરડામાં બેઠાં હતાં ત્યાં એકાએક કારમી હૃદયદ્રાવક ચીસ સંભળાઇ. એ ચીસ કોઈ સ્ત્રીની હતી. પ્રિન્સે થોડી મીનીટ પછી બારણાં ઉઘાડી નાખ્યાં અને જોરથી ઘંટ વગાડયો.

પ્રિન્સના ચ્હેરા પર ગભરાટ હતો. તેનું મન ક્ષુબ્ધ હતું. જ્યારે નોકરો તે ઓરડામાં દાખલ થયા ત્યારે પ્રિન્સે કહ્યું, "તમારી શેઠાણી એકાએક બિમાર થઈ ગઈ છે. તેની સારવાર કરો." એટલું કહી તેણે એક બીજા નોકરને મારતી ગાડીએ પાસેના ગામડામાંથી દાકતરને તેડી લાવવા કહ્યું. જ્યારે નોકરો અંદર દાખલ થયા, ત્યારે તેમણે કેતેરીનાને બિછાના પર પડેલી જોઈ. તેના મ્હોંમાંથી ફીણ નીકળતું હતું. તેના અવયવો ખેંચાઇ ગયા હતા. નોકરોએ પોતાથી બનતું કર્યું, પણ કેતેરીના કંઇ બોલી શકી નહિ. જ્યારે દાકતર

આવ્યો ત્યારે ફેતેરીના મરી ગયેલી માલમ પડી, દાક્તરે તેને તપાસી અને કહ્યું કે, "કોઇ કાતિલ જહરની અસરથી તે મરણ પામી છે." તે ઓરડીમાં એક જાતની તીવ્ર વાસ મારતી હતી. બારીનો એક કાચ ફુટી ગયો હતો. દાક્તરની ખાત્રી હતી કે તે ખાઈ જહરની અસરને લીધે મરણ પામી છે; પરંતુ, જતાં જતાં તેણે પોતાનો અભિપ્રાય ફેરવ્યો અને માથે લોહી ચઢી જવાથી એકાએક મુર્છા આવવાથી તે મરણ પામી છે એ પ્રમાણે સર્ટીફિકેટ આપ્યું.

ફેતેરીનાની અંત્યેષ્ટી ક્રિયાને માટે પાસેના ગામના મઠમાંથી (nuns) સાધુડીઓને તેડાવવામાં આવી. તેમણે તેને માટે પ્રાર્થના કરી. બાદમાં ફેતેરીનાના મૃતદેહને દફનાવવામાં આવ્યો અને તે પર એક ન્હાની પણ સુંદર સમાધી બાંધી. આ બનાવ પછી પ્રિન્સના શરીરમાં અને સ્વભાવમાં ભારે ફેરફાર થયો. તે પોતાની ઉંમર કરતાં દશ વર્ષ જેટલો વધારે વૃદ્ધ જણાવા લાગ્યો. ત્રણ અઠવાડિયા પછી મોરક્કોના સરકારી ગેઝેટમાં એવી બીના પ્રસિધ્ધ થઇ કે પ્રિન્સ ધન્નાનોફે, પોતાના દાક્તરોના કહેવાથી, નાદુરસ્ત તબિયતને લીધે પરદેશખાતાના પ્રધાનપદનું રાજીનામું આપ્યું છે. પ્રિન્સ સદાને માટે નોકરીની ઉપાધિમાંથી મુક્ત થયો. કેટલીક વિગતો અમારા વાંચનારને જણાવવાની બાકી છે. ડેનીલીચે જે કાગળ પ્રિન્સને આપ્યો હતો તે કાગળ ફેતેરીનાએ લખ્યો હતો. તે કાગળ પ્રિન્સની દિકરી, કાસિનની બૈરીને સિરનામે મોકલ્યો હતો. કાગળમાં શું લખ્યું હતું તે વિગતવાર જણાવવાની જરૂર નથી. ટુંક મતલબ આ પ્રમાણે હતીઃ—

"......બ્હેન ! ઓરફ સાથે સંદેશો મોકલ્યો તે મળ્યો. હું જાણું

છું કે તારા પિતાનું તારા પ્રત્યે વ્હાલ નથી. જો તારા પર વ્હાલ નથી—પોતાના પેટની દીકરી પર વ્હાલ નથી તો મારા પર કેટલું વ્હાલ હોય શકે ? તું લખે છે કે ઓરફ પાસે આનેબો કોલકરારનો મુસદ્દો તને મળે તો તેથી તારૂં અને તારા ધણીનું સદાને માટે કલ્યાણ થશે અને મોટી રકમ મળે તેમ છે. તે મેં જાણ્યું. તું મારી મદદ માગે છે. બ્હેન ! હું તને સુખી જોવા ઈચ્છું છું. તને જો લાભ થાય તેમ હોય તો તે દસ્તાવેજ હું ગમે તે પ્રકારે મેળવી, હું જાતે રમનાં આવી તને હાથોહાથ આપીશ. તું કરારે રહેજે, તારૂં કામ હું પાર પાડીશ.

લી॰ તારી વિયોગી બ્હેન
"કેતેરીના"

કાગળનો મજકુર સ્પષ્ટ હતો. મુસદ્દો લાવ્યાની હકિકત ઓરફે કેતેરીનાને કહી હતી. એટલે એટલું તો નક્કી હતું કે કાસિનને કોલ-કરાર થવાના છે તેની ખબર પડી હતી અને કાસિન પૈસાની મોટી રકમ માટે દેશદ્રોહ કરવા તૈયાર હતો. બીજી વાત એ પણ હતી કે ઓરફ થોડા ઘણો ફુટેલો હતો; પરંતુ, તે કાગળ પોતે રસ્તામાંથીજ ગુમ કરવા રાજી ન હતો.

ડેનીવીચને તપાસ કરતાં માલમ પડ્યું કે કેતેરીના અને પ્રિન્સની દીકરી વચ્ચે બ્હેનપણાં હતાં. કેતેરીના એમ માનતી હતી કે પ્રિન્સ પોતાની દીકરી પ્રત્યે અન્યાય કરે છે અને કઠોરતાથી વર્તે છે. આથી તે પ્રિન્સની દીકરીનું ભલું કરવા ઈચ્છતી હતી અને તે કારણને લઈને તેણે દસ્તાવેજ ઉડાવવા કબુલ કર્યું હતું. તે સ્વભાવે ચોર ન હોવાથી એવી કઢંગી રીતે કામ કરવા ગઈ કે

પોતાના હાથઅક્ષરમાં ગુન્હાની સાબીતી આપી દીધી. તેણે કાગળમાં નિકાલિયેહનું નામ લખ્યું ન હતું, પરંતુ ડેનીવીચે અટકળ બાંધી કે આવી સમજનાર ફુટે નહિ, ત્યાં સુધી પ્રિન્સની તીજોરીમાંથી ચાવી મળે નહિ. પોતાનું અનુમાન ખરું છે કે નહિ તેની કસોટી કાઢવા છુપા વેષે ડેનીવીચ નિકાલિયેહને રસ્તામાં મળ્યો. તેણે ભાગ્યેજ ધાર્યું હતું કે નિકાલિયેહ એટલો પોચા દિલનો હશે કે મુર્છા ખાઈ બેહોશ થઈ પડશે. વળી ડીસ્પેચબૉક્સનું ઢાંકણું અધખોલું રહ્યું હતું તેથી ડેનીવીચે કલ્પના કરી હતી કે ચોરી કરનાર કોઈ અણઘડ છે.

આ બીના પર ઢાંકપીછોડો નાંખવામાં આવ્યો. લોકોને કે બીજાને એમાંની કંઈ ખબર પડી નહિ. કાસિન કુટુમ્બ જે દેશદ્રોહ કરવા તત્પર હતું તેમનાથી રૂશિયામાં ફરીથી પગ મુકાયો નહિ. ડેનીવીચ પોતાની નોંધમાં જણાવે છે કે પ્રિન્સની દિકરીને પકડાવવી એ પ્રિન્સની આબરૂને પાણીમાં મેળવવા જેવું હતું, તેથી તેણે કાસિનને તાર કર્યો હતો. રૂશિયામાં પાછો બોલાવે છે એનો અર્થ કાસિને એમ કર્યો કે હકિકત જણાઈ ગઈ છે. ડેનીવીચની નેમ પણ તેવીજ હતી. કાસિન ચેતી ગયો અને રૂશિયામાં પગ મુકે શાનો. બોરસ્‌ને પણ પકડવામાં આવ્યો અને તેને સાઇબિરિયામાં દેશનિકાલ કર્યો જ્યાં તેણે પોતાનું આયુષ્ય પુરૂં કર્યું.

પ્રિન્સનું શું થયું? પ્રિન્સે પોતાની જાગીર વેચી નાંખી અને જાહેર કર્યો કે, રાજ્યકામમાંથી હંમેશને માટે ફારેગ થઈ ગયો. જાગીરની મોટી રકમ આવી. તેમાંથી તેણે પેરીસમાં એક ભવ્ય મકાન ખરીદ કર્યું. અને બાકીનું આયુષ્ય યુરોપની એ અલબેલી

નગરીમાં ગુજારવાનું નક્કી કર્યું. પેરીસમાં જતાં પૂર્વે તેણે પોતાના નોકરોને ભારે ઇનામ આપ્યાં, કેટલાકને જમીન બક્ષી, જેણે વફાદારીથી કામ કર્યું હતું, તેમને જમીન લઈ આપી સદાને માટે સુખી કર્યાં. આ સિવાય તેણે એક મોટી રકમ મોસ્કોની યુનિવર્સીટીને આપી. આ રકમના વ્યાજમાંથી અર્થશાસ્ત્ર અને રાજનીતિના વિષયમાં વધારે નિપુણતા દાખવનારને પારિતોષિક અને સ્વતંત્ર નિબંધ માટે સુવર્ણચંદ્રક આપવાનો ઠરાવ જાહેર કર્યો હતો. પ્રિન્સની કીમતી સેવાની પીછાનની નોંધ 'મોસ્કો ગેઝટ'માં પ્રસિદ્ધ થઇ હતી, જેમાં તેનાં ઘણાં વખાણ કરવામાં આવ્યાં હતાં. આ સિવાય તેણે એક બીજું કામ પણ કર્યું હતું. કેતેરીનાની કબરપર તેણે મોટી રકમ ખર્ચી એક સ્મરણસ્તંભ ઉભો કર્યો કે જેના ગમગીન મરણનું કારણ કોઇ જાણતું ન હતું. આ પ્રમાણે રૂશિયાની એક ભવ્ય, રાજનીતિનિપુણ પુરૂષની ઉજ્વળ કારકીર્દિનો અંત આવ્યો.



